નહીં ! બ્રાહ્મણ કોમમાં છતા ધણીએ કોઈ છુટા છેડા માગેજ નહીં, જન્માંતરે પણ પુનર્લગ્ન કરેજ નહીં તો તમે વગર રંડાયે કોરટ ચડી છુટા છેડા સરકાર પાસે માગી તમારી પેઢીને કુધારાના ગધાડાપર બેસારશો નહીં ! બ્રાહ્મણ થઇને નાતરાની હીમાયત કરી સ્વધર્મને બોળશો નહીં. અરે આર્યના નામને કલંકીત કરશો નહીં ! સ્ત્રી કેળવણીના હદ બહાર હીમાયતી બની સ્ત્રીસ્વતંત્રતાને હદબહાર જીગરથી ચ્હાઈ નીતિનો નાશ કરશો નહિ ! સ્ત્રીઓને જેમ જેમ સુધારાની હવા ખવરાવી સ્વતંત્ર કરશો તેમ તેમ સ્ત્રીઓજ જતે દિવસે તમારૂં અપમાન કરી તમારા મોંમા થુંકશે. તમારા દેખતા તમારા ઘરમાં ધોળે દિવસે અનાચાર અને વ્યભિચાર ચલાવશે, માટે મારૂં માની ' શુદ્ર પશુ ઢોલ ઓર નારી એ સબ તાડનકે અધિકારી ' એ સૂત્રાનુસાર સ્ત્રીઓને અંકુશમાં રાખો ! તેને જીગરથી ચ્હાઓ, માન આપો, સારૂ સારૂ ખવરાવો પીવરાવો પણ તેમના પર અંકુશ રાખો; એક આંખે હસાવો અને બીજીજ આંખે રડાવો! આખા શરીરમાં જે જે અવયવો છે તેને આપણે પ્રાણ સમાન જાળવી રક્ષા કરી સુશોભિત કરીએ છીએ, પણ જ્યારે તેજ અવયવ ગડગુમડથી પાકી કોહી જાય છે ત્યારે આપણે પોતેજ પદરના પૈસા ભરી શસ્ત્રવૈદને બોલાવી તેના પર શસ્ત્રનો વાઢકાપ કરાવી કહોવાણ દુર કરીએ છીએ, તેમ ઘરરૂપી શરીરમાં બાળબચ્ચાં અને સ્ત્રીઓએ પુરૂષના અવયવ છે, માટે તેમાંથી પણ કહોવાણ દુર કરી દરેકને અંકુશથી રાખી તેમનુ સંરક્ષણ કરી સુશોભિત રાખવા જોઇએ. સ્ત્રીઓને મનમાનતી છુટ અને તેમની

મનગમતી હઠ પૂરી પાડવી એજ દેશની પડતીનાં સબળ કારણો છે. સ્ત્રીઓ આપણા ઘરની લક્ષ્મી છે, આબરૂ છે અને દેવી છે, પણ તે સૌ અંકુશ નિયમમાંજ રહેવું જોઇએ. અપૂજ્ય અને નિરાંકુશ સ્થિતિ પાયમાલીજ ઉત્પન્ન કરે છે, માટે હવે આવા ભવાડા કરવા જવા દઈ કેસરને અંકુશમાં રાખો અને જયન્તીલાલને જે અપમાનથી ઘર બહાર કાઢયો હતો, તેવાજ સન્માનથી તેને ઘેર બોલાવી કેસર તેના હવાલામાં સોંપી તમારા માથા પરથી ભાર ઉતારી નાંખો! તમારા જીવતા કાંઈ કાળુ ધોળુ છચોક થશે તો તમારી આબરૂના કાંકરા થશે માટે થોડું કહ્યું ઘણું માની જાઓ! સુધારામાં અંતે સડોજ છે! ફૅશન એજ આર્યઘરસંસારનાં લુગડાં વેચાવશે અને એટીકેટ જેનો સાચો અર્થ પણ સુધારકો જાણતા નથી તેજ આર્યનીતિ ધર્મનું સત્યાનાશ કાઢશે, માટે તમે પૂરતો ઉંડો વિચાર કરી સમજી જાઓ! આખર કન્યાધન પારકું છે! કન્યા એ પારકી થાપણુ છે; સાસરીઆ માલીક અને પીયરીઆ રખવાળ, માટે જેનું જે હોય તેને તે સોંપી તમે રૂણ મુક્ત થઇ જાઓ! અરે હવે ભાગે વૈભવે અમદાવાદ છોડી કાશી નિવાસ કરો અને ત્યાં ગંગાકીનારે રહી વિશ્વનાથની માળા જપી કાયાનું કલ્યાણ કરો, અને પાપનું પ્રાયશ્ચિત કરી આવતો ભવ સુધારો! ખોટું લાગે તો મને માફ કરજો! તમારે હવે કેટલું જીવવાનું મન છે કે છેવટને વાસ્તે આવાં કાળાં ધોળાં કરો છો! મરશે છોકરા! એમનું નસીબ એમની પાસે! આપણે તેમને પરણાવી પસ્તાવી રળતા કમાતા કર્યા એટલે સૌ સૌનું ફોડી લે! તમારે શું કામ નાહક આવા

પાપના પોટલા બાંધવા પડે છે! ઘડપણનાં પગલાં દેવમંદીરમાં શોભે! કચેરી કોરટ અને ન્યાયની દેવડી એ તો જમરાજના ધામા, સ્વર્ગની નીસરણીનાં સાત પગથીઆં કહેવાય, ત્યાં તો મરતાં જીવતાંએ પગ ન મૂકવો! મૂકયો તો મૂઆ સમજવું! જે જાય સરકાર દરબાર તેનાં જાય ઘરબાર; માટે હવે આ કર્મના લાળા પશ્ચાત્તાપના પાણીથી બુઝાવી નાંખી હાથમાં માળા લ્યો, અને કાળાં ધોળાં જવા દઈ કાળીઆને ભજો! આ ભવે બ્રાહ્મણનો દેહ મળ્યો છે, આ પૈસા ટકામાં કુદકા મારો છો, આ મિત્રો સગાવ્હાલામાં નાચો છો તે બધું ગયા ભવનું પૂણ્યકર્મ છે. આ ભવમાં શું કર્યું તેની ખાતાવહી કરો! કર્મના સરવાળા બાદબાકી કરો! સુધારાના ગુણાકાર અને ભાગાકાર જવા દ્યો, કાંક ધર્મના જમે ઉધારનાં પાસાં ખતવો! મારા બાપા મારા મુરબ્બી હવે ઘણું થયું, દુનિયામાં દરેક વસ્તુનો અંત હોય છે, માટે હવે વાસના મૂકી દ્યો અને ભગવાનનું ભજન કરો! જેનું જે હોય તે દુધે ધોઈ આપી ઋણ મુક્ત થાઓ! જમના માર કેસર નહિ મૂકાવે; માટે આવતા ભવનું ભાતુ બાંધો, અને હવે જીવને શામળીઆ સાથે સાંધો કે મરતાં તમારી સદ્‌ગતિ થાય!"

"ઓહ થેન્કયુ મી. ભાજીપાલા, તમે ઘણું કહ્યું છે. તમારા શબ્દો પત્થર જેવા હૃદયને પણ પીગળાવી નાંખે તેવા અસરકારક છે! રાયજી બાવા આ તમારા દોસ્ત અત્યારે જે તમારી સમક્ષ ઉભા છે, તે મી. ભાજીપાલા નથી પણ કોઈ ભગવાનના ફીરસ્તા ભાજીપાલાના વેશમાં આવી તમને છેલ્લી વારના ઉપદેશ કરે છે; આ એક ખુદાઈ પ્રીચીંગ છે; માટે ખોદાની ખાતર સમજી

જાઓ!"

"ભલે મિત્ર ભાજીપાલા અને મી. વાડીઆ સાહેબ! તમારી જ્યારે એવીજ મરજી છે અને તમે સૌ મારા કલ્યાણ-નીજ વાત કરો છો ત્યારે તમે બંને જણા કેસરને સમજાવી જયન્તીલાલને પણ શીખામણ દઈ બંનેને એકમત કરી ભેગા કરો! હવે હું કંટાળી ગયો છું. તમારા શબ્દે મારૂં જીગર ભેદી નાંખ્યું છે, મને હવે સંસાર આગ સમાન લાગે છે, હું તરતજ મારા વકીલને બોલાવી કેસ પાછો ખેંચી લેવરાવું છું અને મારૂં જે કાંઇ છે, તે તમામ ધર્માદા કરી હું ઋણમુક્ત બની પરમેશ્વરનું ભજન કરવા માગું છું. હાલમાં તમે સૌ શુભેચ્છકો મને આ ઉપાધિમાંથી મુક્ત કરો અને કેસનું શાંતિભર્યું સમાધાન લાવી મને બચાવો. મી. ભાજીપાલા તમે મને તમારી સાથેજ કાઠિ-યાવાડમાં સાથે લઈ જજો; એટલે અહીંની માયા મને જરા પણ વળગે નહિ! હવે હું પણ જીવનમુક્ત થવા માગું છું! પ્રભુ મને માફ કરો! મારા સામું ન જુઓ હરી મારા પર દયા કરો! ઓહો જગતમાં સતસંગતનો શું પ્રતાપ છે?"

એક ઘડી આધી ઘડી આધીમાં પુની આધ,
તુલસી સંગત સંતકી હરે કોટી અપરાધ.

"થયું વાડીઆ સાહેબ હવે સંતોષ પામ્યા! તમારા જેવા મહાન નરોના વાકયની અસર કોઈ કાળે પણ મિથ્યા ન જાય તે નજ જાય!"

"બાવા એ બધો તમારો પ્રતાપ છે! હું બી પાપી છું! વકીલ બારીષ્ટરનો ધંધો જો સચ્ચાઇથી ચલાવતા આવરે તોજ

તે સારો છે; નહિ તો તેમાં બી લુચ્ચાઈ અને જુઠાઈ રહેલી છે! પાપાચારમાં સર્વદા ખુદાનો મોંઘમ મારજ છે!"

"હચો ચાલો સાહેબ હવે આપણે સર્વે એક ઠેકાણે ભેગા મળી આ કેસનું નિરાકરણ લાવીએ!"

"હા ચાલો. જો તમને સૌને અડચણ ન હોય તો અમારા બંગલામાં ચાલો ત્યાં સારી એકાન્ત છે અને મઝાનું મકાન છે!"

"મી. ભાજીપાલા આપણે સૌ સાહેબના બંગલેજ ચાલો!"

"ઠીક ત્યારે વાડીઆ સાહેબ તમે સૌ મોટરમાં બેસી વિદાય થાઓ, હું રાયજી તથા કેસરને લઇ વિકટોરીઆમાં આવું છું!"

"ઑલરાઇત સાહેબજી બાવા! તમો જરૂર અમારી પાછલ આવો!"

આ પ્રમાણે કેસના નિરાકરણની શરૂઆત કરાવી વાડીઆ સાહેબ તરતજ એદલજી શેઠ પાસે ગયા અને તમામ વાતચીત જે કાંઈ થઇ તે બધી તેમને કહી અને સલાહ સારૂ રાયજી.કેસરને લઈ બંગલે આવે છે તે પણ વધામણી ખાધી; આખુ ફેમીલી આનંદમાં આવી ગયું, અને તરતજ મોટરમાં બેસી બંગલે વિદાય થયું. મી. ભાજીપાલા પણ રાયજીના સગાંવ્હાલાંને સમજાવી પટાવી વિદાય કરી કેસર તથા રાયજીને વિકટોરીઆમાં લઈ તરતજ મોટર પાછળ વિકટોરીઆ પૂર ઝડપે હંકારાવી દીધી. જોતજોતામાં મોટર અને વિકટોરીઆ બંગલામાં દાખલ થઇ ગયાં; એદલજી શેઠે રાયજીને સારી રીતે માન સત્કારથી બોલાવી ચલાવી તેમને એક આરામચેર પર બેસાર્યા. પરીનને

પણ કેસરને મીઠી મીઠી વાતોથી મનાવવાનો પ્રયત્ન આદરવો શરૂ કર્યો! વાડીઆ સાહેબ, ભાજીપાલા, એદલજી શેઠ, રાયજી સાહેબ વગેરે તમામ બીરાદરો નજીકમાં ચેરો પાસે લાવી બેઠા! તેમની જોડાજોડ શીરીનબાઈ શેઠાણી, પરીન, કેસર અને કાંક આઘે વિનયમાં મર્યાદા સાચવતો જયન્તીલાલ એ સૌ બેસી શું કરે છે તે તમામ શાંતીથી જોવા લાગ્યો!

"કહો બાવા રાયજી સાહેબ હવે તમારી શી મરજી છે?"

"તમે જે કાંઈ કરો તે મારે કબુલ છે!

"કહો એદલજી શેઠ તમારો શો અભિપ્રાય છે!"

"તમે જે કાંઇ કરો તે મારે માથા પર છે!"

"નાઉ ગો ઓન મી. ભાજીપાલા તમે આ વાતનો તોર લાવો!"

"કહો રાયજીભાઈ જે કાંઈ તમારે કહેવું હોય તે મને ઝટ કહી નાંખો; પછી પંચાત થયા કેડે કામ નહિ આવે!"

"એક બીજાની આબરૂ સચવાય તેમ તમે પરમેશ્વર માથે રાખી ન્યાય કરજો! કેસર ગમે તેટલી પણ બચ્ચું છે. મારી લાડકી પુત્રી છે, માટે તેના પર ભવિષ્યમાં જયન્તીલાલ તરફથી જરા પણ સખતાઈ ન થાય તેની ખાસ સંભાળ રાખજો! જયન્તીલાલ ગમે તેટલા પણ પુરૂષ છે, તેના હૃદયમાંથી કાળે કરી વૈરની આગ હોલાય નહિ. માટે તે ભવિષ્યમાં વેરની વસુલાત ન કરે તેનો ખાસ બંદોબસ્ત રાખજો!"

"શેઠીઆ આ બાબતમાં તમારે નચિંત રહેવું! હું ખુદાના કસમ ખાઈને કહું છું કે તમારી દીકરીને જરા પન ભવિષ્યમાં

દુઃખ નહિ પરે! તમે જે વાડીઆ સાહેબનું માન રાખી પંચાત કરાવો છો તો હું પન વાડીઆ સાહેબની બહેન છું એક ખાનદાન ફેમીલીની બાનુ છું! કેસર આજથી મારે મન પરીન સમાન છે!"

"બાવાજી હું પન ભવિષ્યમાં કેસર સાથે સગી બહેનના કરતાં પન અધીક પ્રેમથી વર્તીશ. તેને જરા પન ઓછું આવવા દઇશ નહિ!"

"રાયજી સાહેબ તમારા માનની ખાતર હું એક મારો બીજો બંગલો છે તે હું જયન્તીલાલ તથા કેસરના નામ પર આજના કેસની સમાધાનીની યાદગીરી દાખલ બક્ષીસ કરીશ અને તેમને મારા બચ્ચાં સમાન ગની સુખી કરીશ!"

"બેટા કેસર હવે જો તને ભવિષ્યમાં કાંઇ પણ દુઃખ પડે તેવો સંજોગ નથી, માટે બધાનું કહ્યું માની જયન્તીલાલને તાબે થા. સંસારમાં સ્ત્રીનો ઇશ્વર એક પતિ છે! પતી એજ પત્નીનો પરમાત્મા છે, માટે બહેન દીકરી સાસરે શોભે!"

"દાદાજી હું મારૂં ધાર્યુંજ કરીશ. મારે તમારૂં કાંઇ સાંભળવું નથી. જો તમે મને બળાત્કારે સાસરે જવાની ફરજ પાડશો તો હું દાંતે જીભ કચરીને મરીશ. આપઘાત કરીશ કે કુવો હવાડો કરીશ, અગર પોઇઝન કે ઝેર લઇ મરણ પામીશ; પણ હું મૂર્ખની સાથે મારૂં પાનુ કદાપી જોડીશ નહિ!"

"અરે હાં હાં હાં બેટા તું આ શું બોલે છે! હવે તારા મોંમાં આ શબ્દો ન છાજે! હવે તું મોટી થઈ, માટે સમજી જા અને છોકરવાદી જવા દઈ હું જેમ કહું તેમ તું કર!"

"મેં જે કહ્યું તેજ ખરૂં છે! તમારે ડાઇવોર્સ ના લેવો હોય તો તમે જાણો, પણ હું કદાપિ કાળે ત્યાં જનાર નથી તે નથીજ! દુનિયામાં તનનું ધણી છે; મનનું ધણી કોઈ નથી!"

"એ છોકરી ઇશ્વરનો ડર રાખ! જીભાન સંભાલીને બોલ નહીં તો તારી જીભ મુખમાંથી બહાર ખેંચી નાંખીશ!"

"અરે સાહેબ તમારા જેવા તો કંઈક ધારાના હીમાયતીઓ મારી આગળ બુટ ફાડીને ગયા! તમે જેવા છો તેવી હું પણ માથાની ફરેલ છું!"

"ચુપ રહે કુલાંગાર ચુપ રહે! બોલતી બંધ થા, નહીં તો તારો જાન લઈશ! આ રાયજી ઘડપણમાં બાળહત્યા કરી ગોઝારો થશે, પણ તને જીવતી નહીં મૂકે તે નહીંજ મૂકે!"

"અરે હાં હાં હાં બાવા શાન્ટ થાઓ, આમ લરાલરી ન કરો! સમજુતીપર આવો; તમારે જે કાંઈ વાંધો હોય તે કહી બતાવો એટલે તેનો નિકાલ આવે!"

"દાદાજી તમે મને એક વાર તો જીવતી મારી છે, હવે શું કામ ફરી મારવા તૈયાર થયા છો! મન વગરનાં લગ્ન કરી મારી જીંદગી ધુળ કરી છે; જેની સાથે મન માન્યું તે પતિ બાકી બીજા પત્થર! હવે કાંઈ કહેવું છે?!"

"રાયજી જુઓ આ સુધારાનાં ફળ! જુઓ આ પોઝીશન! જુંઓ આ એટીકેટ! જુઓ આ ધર્મ!"

"અરે મહેરબાન એક મારા હાથમાં ચપુ આપો એટલે તે છોકરીને ઠાર કરી નાંખું! હત અભાગિણી તું આવી કુલાંગાર પાકી? દુષ્ટ સુધારાને વાયરે ચઢી તું આવી સુધારક બની!

અરે તને ધરતી ગળી કેમ જતી નથી; અરે તારાપર આસમાન તુટી પડતું કેમ નથી; તારી માએ તને જન્મ આપ્યો તેના કરતાં તે વાંઝણી કાં ન રહી ? ! "

"હવે સાહેબો તમે સૌ આ પંચાત મૂકી દો ! આનું પરિણામ કદાપિ કાળે પણ સારૂં નહીં આવે ! બુંદની બગડી હોજથી નહીં સુધરે ! તેને હજુ પણ સુધારો અને સ્વતંત્રતા જોઇએ છીએ તો તેને સુધારામાં મન ચહાય ત્યાં સુધી રમવા દો ! કેસર, કેસર હું પણ તારા ઉપરથી હાથ ઉઠાવી લઉં છું ! તને છચોક કહું છું કે તું તને જે સારૂ લાગે તે કર ! જા આજથી તું મારી બહેન સમાન છે, જા ચાલી જા, નાહક કોઈનાં જીગર બાળીશ નહીં ! "

"અરે હાય ગજબ થયો, કાળો કેર થયો, જુલમ થયો, હવે ધરતીનો છેડો આવી રહ્યો ! "

"બાવા અત્યારે સૌ તમામ રસ્તે પડી જાઓ ! આ બાબત હવે પડતી મૂકો, નહીં તો તેમાં છેવટમાં જાનનું જોખમ થશે ! "

"સાહેબ અત્યારે સૌ શાંત થાઓ, ચાલો રાયજી કેસર ચાલો, આપણે ઘર ભણી જઇએ ! બગડતી વાત હવે અચકાવી નાંખો ! "

"ઑલરાઈટ બાવા અત્યારે સૌને શાંત થવામાંજ સાર છે ! " વાંચકો આ તે "ભાવિનો ભાવ કે ભાવનાનો ત્યાગ ? !"



# પ્રકરણ ૭ મું.

## કાશીનો કલ્યાણી વાસ કે નિષ્પાપ નિવૃત્તિ નિવાસ.



### દોહરો.

આ તનથી તું કર્મ કર ઉજ્વલ જગમાં ભ્રાત;
એ કરતાં પણ ઉચ્ચતર મળે દેહ પશ્ચાત.

તમારે જો સુખી થવું હોય તો અન્ન ધનના વ્યાપારમાં વિદ્યાના અભ્યાસમાં, ભોજનમાં અને સત્યોના અવલમ્બનમાં કદી લજ્જા ન ધરો, વળી સ્ત્રી ધન તથા ભોજનમાં જે મળે તેટલાથીજ સંતોષ માનો પણ જ્ઞાન પામવામાં, સત્યો શોધી તેને ટકાવી રાખવામાં અને પારમાર્થિક વૃત્તિને વહેવરાવવામાં સદા અતૃપ્તજ રહો કેમ કે શાશ્વત સુખનો માર્ગ આમાંજ છે. વિદેશ ખાતે તમારો સાચો સાથી વિદ્યાજ છે અને ગૃહ સંસારમાં સ્ત્રી, રોગીનું સાથી ઔષધ, તથા અવસાન કાળ બાદ એકલો ધર્મજ સાથી છે.

આ તે તુજ અશુભ કે શ્રેય છે જો જરા હૃદય ચક્ષુ વડે શાન્ત બેસી,
ભોગવી તૃપ્તિ શું કોઈથી થઈ અને થાય છે સૂક્ષ્મમાં જો પ્રવેશી;
હરિ ગુણ ગા અને હરિ કથામૃત તણું પાન કરનાર થા શ્રેય કરવા,
કાંઈ થાશે નહી પડીશ જવ ભૂમીપર કાળના પ્રબળથી હાય મરવા.

અવકાશ નથી, સંજોગો સાનુકુળ નથી, આજથી નહી પણ કાલથી વગેરે લવારો અને મિથ્યા ભ્રમ મૂકી દઈ સૂર્યના ઉદયની સાથેજ કંઇ ને કંઈ કરતા રહો. કશુંજ ન થતું હોય તેમાંથી પણ જો ધારશો તો તમે કાંઈ કરી શકશો, અને એમ રોજનું કેંક કાંઈ કાળબળે એકઠું થતાં છેવટ તમે પેલા 'કાંઇ' બીજનું બ્હોળી શાખા અને ફળવાળુ ઘટામય વૃક્ષ ફાલેલું અનુભવી શકશો. ક્ષણ માત્રને ખાલી વહી જવા દેવામાં કેટલું ઉડાઉપણું આવે છે એ વખત એજ પૈસાવાળી કહેવત સમજનાર કો કદરદાન એટલે તેમાં તેની ' કાંઈ નહીં તો કાંઇ' પણ કિમ્મત આંકી શકશો !

*　　*　　*　　*

મને છે જ્ઞાન આ પ્યારૂ મળે ફળ જે તણું ન્યારૂં,
ઇન્દ્રીઓ વશ રાખીને, તજવો વિષય વિકાર;
ઈર્ષ્યા નિંદા ત્યાગવી, થવું ક્ષમા ધરનાર.
અવર અજ્ઞાનનું બારૂ સદા હું તો ઉરે ધારૂં:—૦

ઘટે ન પ્રીતિ પાપમાં, ભણી દયામાં સાર;
પ્રાણી માત્રને પાળતાં, થાય સરળ અવતાર.
દયા ગુણ નિત્ય વિસ્તારૂ સ્તુતિ એની શી ઉચ્ચારૂં:—૦

ક્રોધ લોભ અહંકારના સદ્ય કાપવાં મૂળ;
મટે નિત્ય વૈરાગ્યથી, મનોવૃત્તિનું શૂળ.
વધારે તેજ એ સારૂ નિવારે મોહ અંધારૂં:—૦

*　　*　　*　　*

" જો વિચારી જીવ સમય આ જાય છે.
ગયું દ્રવ્ય પણ પાછું મળશે, મહા રોગનું બંધન ટળશે;
પણ ગઈ વેળા હરિ રૂપ ગણાય છે:—૦
ભૂમંડળમાં જન્મ ધર્યો તે, શા કામથી સફળ કર્યો તે;
તને તર્ક શું તેનો તનમાં થાય છે:—૦
ધન મદમાં બેહદજ ભમે છે, વિષય ગાન ને તાન ગમે છે;
ગહન જ્ઞાનનો પણ ક્યાં રાગ ગવાય છે:—૦
બહુ પામીને મ્હોટે ઝાલ્યા, સંકટના સ્થાનોમાં ઘાલ્યા;
સર્વ વસ્તુને કાળ ભયંકર ખાય છે:—૦
મહાન પુરૂષો રહ્યા ન બેસી, તેનો કાળ થયો છે દ્વેષી;
દયા દાનથી સદૈવ જન પંકાય છે:—૦ "

"વાહ વાહ હીરાલાલ વાહ વાહ! ધન્ય છે તમારી અમૃતમય જ્ઞાનવાણીને! ગંગાજીનાં દર્શનથી મનુષ્યનાં પાપ પ્રલય થાય છે તો તેના જપ ધ્યાન અને સ્નાનની તો વાતજ શી? વાહ વાહ કાશીનગરી તારી તો બલિહારીજ છે! તપસ્વીઓની કલ્યાણભૂમી તારા મહીમાનો છેડો નથી! હીરાલાલ તમે મને આવા પવિત્ર સ્થળોની જાત્રા કરાવી પાવન કર્યો. તમારો હું જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે!"

"મુરબ્બી કોટી જન્મના પુન્યનો ઉદય થાય છે ત્યારે ગંગાસ્નાનનો અને વિશ્વનાથનાં દર્શનનો લ્હાવ મળે છે! પરમ સંસ્કારી હોય છે તેજ આ ભૂમિકામાં પગ મુકી ગંગાસ્નાનથી કાયા પવિત્ર કરી શકે છે! ભાગ્ય વગર આવી જાત્રાઓ થતી નથી; જ્યારે જાત્રાના દેવતાઓનો હુકમ થાય છે ત્યારેજ મનુષ્યને એકદમ વિચાર પ્રગટ થઈ જાત્રા કરવાના સંસ્કાર બને છે!"

"ખરી વાત છે હીરાલાલભાઇ તે વિના કાંઇ થતું નથી! પરમેશ્વરની આજ્ઞા થાય છે ત્યારેજ સૌ રાગો જોગો બની આવે છે; તમારા જેવા સંસ્કારી જીવોનાં દર્શન થવાં એ પણ અમારા અહોભાગ્યની વાત છે!"

"મુરબ્બી જ્યારે સારૂં થવાનું હોય છે ત્યારે સ્હેજમાં સારાનો સમાગમ થાય છે; અરે આપણી આસપાસનું આખું વાતાવરણ સારાશથી ભરપુર થઇ રહે છે!"

"આપનું કહેવું અક્ષરસઃ સત્ય છે! મને તેનો સાક્ષાત્કાર અનુભવ થાય છે!"

"હીરાલાલભાઇ આ ધાર્મિક સ્થળ મરણ પામેલા જીવોનો ઉદ્ધાર કરવામાં તથા પ્રેતવાસનાઓ તૃપ્ત કરવામાં અને પાપોને દહન કરવામાં આપણા શાસ્ત્રમાં ઘણુંજ સુવિખ્યાત અને પ્રસિદ્ધ છે."

"ભાગીરથી બહેન ગંગા અને કાશી એ તો સાક્ષાત મુક્તિનાં સ્થાન છે! એનાં દર્શન અને એની જાત્રા એ આપણી હસ્તરેખાની સામુદ્રિક વિદ્યામાં એક સદ્‌ભાગ્ય ચિન્હ તરીકે મનાય છે."

"હીરાલાલ હવે મારૂં મન પરમાત્માની કાંઇ ઝાંખી કરવા ઇચ્છા રાખે છે! આ અસાર સંસારનો મોહ હવે મારા મનમાંથી ઉતરી ગયો છે. હવે તો મારા મનમાં રાત દિવસ એજ સવાલ ઉત્પન્ન થાય છે કે, હું કોણ છું? શા માટે અવતાર લીધો છે? અને મરણ પછી મારૂં શું થશે તથા હું કયાં જઈશ? એજ ગડભાંગ દીલમાં થયા કરે છે!"

"મુરબ્બી હવે તમારૂં ચિત્ત સંસ્કારને પામતું જાય છે. આત્મવિદ્યાના ધીમે ધીમે તમે અધિકારી થતા જાઓ છો! જુઓ સાંભળો હવે તમારી શંકાનું સમાધાન મારાથી જેમ થઈ શકશે તેમ હું કરૂં છું. જુઓ, સર્વવ્યાપક, અનંત, અંતર્યામી, અચ્યુતબ્રહ્મ શું છે તે ઉપર કદી વિચાર કરી શકાય નહિ, તેનો ભેદ માણસ કદી પણ કળી શકે નહિ. તે શું છે તે કદી કહેવાય નહિ, પણ તે શું નથી તે ઉપરથી એક રીતે તેની કાંઈ જાણ પ્રતીતી થાય છે. ઉપનિષદ્‌માં તેને માત્ર તત્ તે કહે છે. સૃષ્ટિમાં જે થઈ ગયું છે, છે અને થશે, જે સર્વે પ્રગટ કે ગુપ્ત છે એ સર્વનું તે અમૂલમ્ મૂલમ્ અર્થાત્ મૂળ વિનાનું મૂળ છે. તેમાંથી સર્વે પ્રગટે છે અને ફરી તેમાં લય પામે છે. આ બ્રહ્મ આપણને પુરૂષ અને પ્રકૃતિ રૂપે દીસે છે. પુરૂષ સર્વે ચિત અને ચૈતન્યનું મૂળ છે અને તેની ક્રિયાથી સર્વે જગત ઉત્પન્ન થાય છે. પ્રકૃતિ કે મૂળ પ્રકૃતિ સર્વે સૂક્ષ્મ કે સ્થુળ વસ્તુનું મૂળ છે. આ બંનેના અરસપરસ સંબંધ વગર કાંઈ પણ ઉત્પન્ન થતું નથી. પુરૂષને પ્રકૃતિની ઉપાધી વગર ચિત કે ચૈતન્યનો અનુભવ થતો નથી; અને પ્રકૃતિ પણ પુરૂષના સંબંધ વગર માત્ર એક મિથ્યા કલ્પના થઇ રહે છે. પરબ્રહ્મ સદા અદ્વિતિય છે, પરન્તુ જગતમાં દ્વિતિયરૂપે ભાસે છે. અવિકારી શુદ્ધ અને સ્વતંત્ર બ્રહ્મ સકળ પ્રગટ કે અણુદીઠ જગતનું અનંત અને અવિનાશી મૂળ છે, ઐતર્ય ઉપનિષદમાં કહ્યું છે કે પ્રથમમાં આ બ્રહ્મ હતું. પ્રથમમાં અર્થાત્ માયાવી જગતના પ્રગટ થયા પહેલાં અવિનાશી અને અવિકારી બ્રહ્મ નિર્ગુણ હોવું જોઇએ. બ્રહ્મ જ્યારે સૃષ્ટિરૂપે

વ્યક્ત થાય છે ત્યારે બ્રહ્મ કહેવાય છે. જેમ કરોળીઓ પોતાના શરીરમાંથીજ તાંત કાઢી પોતાની જાળ વણે છે તેમ બ્રહ્મ વિશ્વનું નિમિત્ત અને ઉપાદાન કારણ એ બંને છે. સકળ સૃષ્ટિ તેનાથી ટકી રહે છે, તેમાંથી પ્રગટ થાય છે અને તેમાં ફરી લીન થાય છે. બ્રહ્માનો બ્રહ્મ ઉગવું, ફળવું એ ધાતુ છે, અને વિષ્ણુ એ વિષ્=ફેલાવુ ધાતુ ઉપરથી નીકળ્યો છે આ પ્રમાણે બ્રહ્મા-વિષ્ણુનો અર્થ અનંત વ્યોમ કે આકાશ થાય છે, અને દેવતાઓ ઋષીઓ મનુઓ અને બીજી સર્વે વસ્તુ આ અનંત આકાશની માત્ર વિભુતીઓ છે. પરબ્રહ્મ કેવળ સત્ છે અને મૂળ પ્રકૃતિ તેના પર એક જાતનો જાણે પડદો છે. આ મૂળ પ્રકૃતિ પ્રથમ અવ્યક્ત હોય છે પણ જ્યારે સૃષ્ટિ પ્રગટ થવાનો કાળ આવે છે ત્યારે તે વ્યક્ત થવા માંડે છે અને સાત ચઢ ઉતર પંક્તિમાં વહેંચાઈ જાય છે. જો આટલું સમજણમાં રાખવામાં આવશે કે એકાનેક અર્થાત્ માત્ર એકજ-સર્વવ્યાપક તત્વ છે જે સદા અનંત અજ અને અવિનાશી છે, અને આ માયાવી જગતમાં સૂર્યમંડળથી તે બારીકમાં બારીક પરમાણું સુધી જે સર્વ દીસે છે તે માત્ર આ એકજ અદ્વિતિય તત્વનાં વિવિધ રૂપો અને આકારો છે તો આ સૃષ્ટિરચના સમજવામાં સર્વેથી મોટી અડચણ દુર થશે!"

"હીરાલાલભાઈ તમારા જ્ઞાનોપદેશથી મારી અજ્ઞાનતાનાં આવરણ ધીમે ધીમે એક પછી એક દુર થતાં જાય છે. તમારા જેવા જ્ઞાની મહાત્માના પ્રસંગથી હું મારૂં અહોભાગ્ય સમજું છું. હવે મારૂં આયુષ્ય તમારા સમાગમમાંજ હું વ્યતિત કરવા

માગું છું. મારા ઘરકારભારનો તમામ બોજો હું તમારા શીરપર મૂકવા માગું છું!"

"મુરબ્બી આપની દયા એ મારો નિભાવ છે. હવે મૂળ-તત્ત્વમાં સદાગતિ ચાલુ રહે છે, જે ગતિને અલંકારરૂપે મહા શ્વાસ કહે છે. જ્યારે શ્વાસ બહાર કઢાય છે, ત્યારે મૂળ પ્રકૃતિ વિકાસ પામે છે અર્થાત્ કે મન્વંતરનો આરંભ થાય છે; સૃષ્ટિ ઉત્પન્ન થવા માંડે છે અને શ્વાસ પાછો અંદર ખેંચી લેવાય છે ત્યારે પ્રલયનો કાળ આવે છે અર્થાત્ સકળ જગત પાછું જે મૂળ-માંથી પ્રગટ થયું હતું તેમાં લય પામે છે. પુરૂષ અને પ્રકૃતિના અરસપરસ સંબંધથી આ ક્રિયા ચાલુ રહે છે. કાંઈ અસંખ્ય મન્વંતરો અને પ્રલય થયા છે અને સદા થતા રહેશે. મન્વંતર કાળને બ્રહ્માનો દીવસ એવું અલંકારીક નામ આપ્યું છે, અને પ્રલયકાળને બ્રહ્માની રાત્રી કહે છે. ઉપર કહ્યું છે તેમ મૂળ પ્રકૃતિની સાત ચઢઉતર પંક્તિઓ હોય છે, તેમાંથી પણ અસંખ્ય ઉપ-પંક્તિઓ ઉત્પન્ન થાય છે, તે સર્વે કેવળ એકજ તત્વનાં માત્ર રૂપો અને આકારો છે. આ તત્વ તે સર્વેનું મૂળ છે. પુરૂષ અને પ્રકૃતિનો સંબંધ થવો જરૂરનો છે. પણ તે સબંધ શાથી થાય છે? આ સંબંધ દૈવ પ્રકૃતિ મારફતે થાય છે. તેને આદ્દી શક્તિ પણ કહે છે. પુરૂષમાં જે વિચાર કે સંકલ્પ હોય છે તે આ આદ્દી શક્તિ મારફતે પ્રકૃતિમાં પ્રવેશ કરે છે, એટલે આ દૈવ પ્રકૃતિની ભેદી ક્રિયાથી પ્રકૃતિ જુદાં જુદાં રૂપો પકડે છે. આ ક્રિયાને આપણે કુદરતના કાયદા તરીકે જાણીએ છીએ. ઈશ્વર કાંઈ એક વ્યક્તિ નથી. ઈશ્વર શબ્દ એ ઋષી પ્રજાપતિના સકળ

વર્ગનું નામ છે. સૃષ્ટીને ઉત્પન્ન કરવામાં આ ઋષી પ્રજાપતિઓ મુખ્ય ભાગ લે છે. પુરૂષમાંથી આપણને ચિત કે ચૈતન્ય મળે છે અને પ્રકૃતિમાંથી જુદી જુદી ઉપાધી મળે છે. આ ઉપાધી મારફતે ચૈતન્યનો સ્વાનુભાવ થાય છે. દૈવ પ્રકૃતિ એ પુરૂષ અને પ્રકૃતિ વચ્ચેનો ભેદી સાંધો છે તે દરેક પરમાણુમાં વીજળીક શક્તિ નાંખી તેમાં જીવ મુકે છે, જે નીચેના દાખલાથી સિદ્ધ થશે. કૈવલ્ય–વેદાંતમાં જેને પરબ્રહ્મ કહે છે જે સત્ તથા અસત્ એ બન્ને છે. અવ્યક્ત ઈશ્વિર–જેને પ્રથમ કારણ કહે છે. પુરૂષ–પ્રકૃતિ. પ્રાણ વ્યક્ત ઈશ્વિર મહત્–જે પ્રકૃતિમાં થતા સઘળા વિકારોનો પાયો છે અને જેને મહાબુદ્ધિ પણ કહે છે. એકજ સત્ જે અદ્વૈત છે તે માયાને લીધે દ્વૈત ભાસે છે. સૃષ્ટીઓ ભરતી તથા ઓટની માફક અસંખ્ય વાર પ્રગટ થાય છે અને નાશ પામે છે કુદરતમાં જ્યાં જોઈશું ત્યાં આવા ઉલટા ગુણવાળી દ્વંદ્વની અનેક જોડી મળી આવે છે; જેમ ઉજાશ અને અંધારૂં, દીવસ અને રાત્રી, ઉંઘવું અને જાગવું અને જન્મ તથા મરણ. આ પ્રમાણે હમેશાને વાસ્તે ચાલ્યાજ કરે છે!”

“હીરાલાલ આ તે તમે બોલો છો કે પ્રભુ તમારામાં વ્યાપ્ત થઇને આ વિશ્વ ભેદનું વર્ણન કરે છે?”

“મુરબ્બી પ્રભુ સર્વ વ્યાપક છે. તે કાર્ય કારણ જંત્ર જંત્રી અને તંત્ર તંત્રી છે. હવે જુઓ દરેક જીવ જે પરમાત્માનો એક અંશ છે તેને કાળચક્ર અને કર્મિક કાયદા પ્રમાણે આ બ્રહ્માના દીવસમાં સર્વે યોનિમાં પસાર થઈ કાંઈ અગણિત પુનર્જન્મ લેવાની ફરજ પડે છે, કારણ કે પરમાત્માનો અંશ જે જીવ

તે મન્વંતર કાળમાં માયાંવી સૃષ્ટીની અંદર અનેક રૂપ અને આકારમાંથી પસાર ન થાય અને પ્રથમ કુદરતી ગતિથી અને પાછળથી સ્વયત્નથી અને પુરૂષાર્થથી સ્વતંત્રતા ન મેળવે, અને આ પ્રમાણે ચૈતન્યની સર્વે અવસ્થામાંથી હલકા મનસથી તે ઉંચ મનસ સુધી ખનીજ અને વનસ્પતિ વર્ગમાંથી તે શ્રેષ્ટ જ્ઞાની ધ્યાની સુધી ચઢતો ચઢતો ન જાય ત્યાં સુધી તે જીવ કદી પણ સ્વતંત્ર થાય નહીં, અને શુદ્ધ જ્ઞાન મેળવી શકે નહીં. આ તત્વ જ્ઞાન પ્રમાણે માણસને કાંઈ પણ ખાસ હક્ક કે સત્વ મળતાં નથી, પરન્તુ અગણિત પુનર્જન્મમાં પોતાનાજ પ્રયત્નથી જે કાંઈ શક્તિ કે સત્તા મેળવે છે તેજ તેનું ધન છે. આજ કારણને લીધે કહેવાય છે કે સૃષ્ટી, બ્રહ્મ અને બ્રહ્મા છે અને સૃષ્ટીમાં જે કાંઈ તત્વો છે તે આ મૂળ તત્વનાં માત્ર રૂપો છે, અને જે કાંઈ રૂપો કે આકારો આપણે દેખીએ છીએ તે માત્ર માયા ગણાય છે. બ્રહ્મ બ્રહ્મારૂપે પ્રગટ થવા માંડે છે ત્યારે પ્રલયકાળ પુરો થવા આવે છે; અને નવા મન્વંતરનો આરંભ થાય છે અને જે જીવો લય સ્થિતીમાં હતા તેઓ સહજ ચંચળ થવા માંડે છે, અત્રે જીવ શબ્દથી બારીકમાં બારીક પરમાણુથી તે મોટામાં મોટાં સૂર્ય મંડળો સમજવાં, પછી મન્વંતરના પ્રારંભમાં ધ્યાની જ્ઞાની અને દેવતાઓ સાત વર્ગમાં વહેંચાઈ જઇને સૃષ્ટી અને સૂર્ય મંડળોની બાંધણી રચવામાં રોકાય છે. કુદરતના કાયદા અમલમાં મેલનાર આ ધ્યાનીઓ હોય છે, તેઓ પ્રકૃતિને યોગ્ય અવસ્થા આપીને સૂર્ય મંડળો ગૃહો અને પૃથ્વીઓ બનાવતા જાય છે. માયાનું બળ ભારે છે, જેમ જેમ આપણે ચઢતી અવસ્થાનો અનુભવ મેળ-

વતા જઇએ છીએ, તેમ તેમ આપણુને માલમ પડતું જાય છે કે માત્ર માયાને ખરી વસ્તુ તરીકે માનવાની આપણે ભૂલ કરતા હતા. આ પ્રમાણે જેમ જેમ આપણે એકેક અવસ્થા ચઢતા જઇએ છીએ, તેમ તેમ આપણી ભુલો સુધરતી જાય છે, અને માત્ર જ્યારે આત્માનો પરમાત્મા સાથે યોગ થાય છે ત્યારેજ માયાની જાળમાંથી આપણો છુટકો થાય છે."

"હીરાલાલ ત્યારે આજ કારણુથી જગતના જીવો માયામાં ફસી અનેક પ્રકારના રાગ દ્વેષ સુખ દુ:ખ આનંદ અને કલેશ અનુભવ્યાંજ કરે છે. નાહકમાં મારૂ મારૂ માની મારામાં મરી જાય છે અને છેવટે મારાથીજ નાશ થઈ માયામાં અધવચ લટકી પડે છે."

"મુરબ્બી બ્રહ્માનો દીવસ પુરો થતાં જ્યારે બ્રહ્માની રાત્રી આવે છે, ત્યારે સર્વે કાર્ય પરીણામ નાશ પામે છે; અને કારણુ માત્ર રહી જાય છે અને જ્યારે બ્રહ્માનો દીવસ થાય છે ત્યારે તે કારણુમાં લીન થએલા જીવો પાછા જાગ્રત થાય છે. ધર્મશાસ્ત્રમાં આપણે અનેક ત્રિમૂર્તિ જોઇએ છીએ અને અંધકારમાં તેમના વિષે પિતા માતા અને પુત્ર આદી શબ્દો વાપરવામાં આવે છે. જુઓ પિતા=પુરૂષસ્રષ્ટી અને બ્રહ્મ! માતા=પ્રકૃતિ=સૂર્યમંડળ અને ધ્યાન ચોહાન. પુત્ર=સ્રષ્ટી=પૃથ્વી અને માણુસ ધ્યાન ચોહાનોની આજ્ઞામાં ફોહાત અથવા દૈવી પ્રકૃતિ સદા રહે છે અને તેમની આજ્ઞા પ્રમાણે તેઓના સંકલ્પ અમલમાં મૂકે છે અને તે સંકલ્પ પ્રમાણે સર્વે મંડળો અને ગૃહો રચાય છે. જેમ એક ઘર બાંધવા પહેલાં એક શીલ્પીની અગત્ય છે અને શીલ્પીના

કામ માટે ઇંટોની જરૂર હોય છે, તેજ પ્રમાણે આ ધ્યાન ચોહાનો સ્રષ્ટીના શીલ્પી છે, અને તેઓને મંડળો કે ગૃહોની બાંધણી સારૂ જોઈતા પદાર્થો આકાશમાંના રાત્રે દીસતા જે ધોળા પાટાને આપણે આકાશગંગા કહીએ છીએ, તેમાંથી પકવેલી હાલતમાં મેળવે છે. ફોહાત અણુઓમાં વીજળીક શક્તિ મૂકે છે, અને પછી તેમને પાથરી મૂકે છે. પુરાણમાં અદીતી આકાશને દેવમાતૃ કહે છે, કેમકે તેમાંથીજ આપણા સૂર્ય અને ગૃહ ઉત્પન્ન થાયછે. વેદમાં સૂર્યને લોકચક્ષુ કહ્યા છે અને તેને સાત અશ્વનો કે સાત માથાના એક અશ્વનો રથ છે એમ જણાવ્યું છે. સાત અશ્વ એટલે સાત ગૃહો પણ સાત માથાવાળો અશ્વ એ ઉપરથી એમ જણાય છે કે તેઓ સર્વે એક મૂળ તત્ત્વમાંથી નીકળ્યા છે. આ તત્ત્વને અલંકારરૂપે અગ્નિ કહે છે. વેદમાં વાકય છે કે અગ્નિજ સર્વે દેવતા છે. પાશ્ચિમાત્ય પ્રદેશના તત્ત્વજ્ઞાનીઓ માને છે કે આપણા સાત ગૃહો અસલ સૂર્યમાંથી છુટા પડયા છે પણ તેમ નથી. સૂર્ય તેમનો પિતા નથી પણ માત્ર તેમનો વડો ભાઈ છે, કેમ કે ફોહાતે જેમાં ક્રિયા ચાલુ કરી છે તેવા એક ચક્રની પેઠે ફરતા ગોળામાંથી છુટા પડયા છે. ગતિના ત્રણ પ્રકાર છે. શ્વાસ આકર્ષણ અને વિકર્ષણ. આ ત્રણ પ્રકારની ગતિ પ્રમાણે સર્વે ગૃહો જન્મ પામે છે, ઘટ થાય છે અને છેવટે મરણ પામે છે અને ફરી મન્વંતરનો આરંભ થતાં પાછા પ્રગટે છે, અને ધ્યાન-ચોહાનો તથા ફોહાત મારફતે પાછા સૂર્ય કે ગૃહ તરીકે નવી સૃષ્ટીમાં પોતાની જગ્યા લે છે."

"હીરાલાલભાઈ આટલી અલ્પ વયમાં આ જ્ઞાન કયાંથી

પ્રાપ્ત કર્યું. જે જ્ઞાન પ્રાપ્ત કરવાને તપસ્વીઓ પોતાની કાયા તપમાં બાળી મુકે છે તો પણ પ્રાપ્ત કરી શકતા નથી; તો તમને આ જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થયું ?"

"ભાગીરથી એ સૌ જન્મસંસ્કારનાં ફળ છે ! એમનો ગર્ભાધાનજ કોઈ દૈવી પળમાં થએલ છે, તે સિવાય આ જ્ઞાન તેમના ઘટમાં સંભવે નહીં !"

"મુરબ્બી એ સૌ આપનો પુન્ય પ્રતાપ છે. હવે જુઓ ધ્યાન ચોહાનો એટલે કે દેવતાઓ અથવા બ્રહ્માના માનસ પુત્રોના ત્રણ વર્ગો છે. ઋષી પ્રજાપતિ, તે ધ્યાન ચોહાનો કે જેઓવડે બ્રહ્માની સૃષ્ટીઓ રચાય છે અને બંધાય છે; બીજો ઉપવર્ગના ધ્યાન ચોહાનો આપણી પૃથ્વી અને તેને લગતા બીજા ગોળાઓની પંક્તિ બાંધે છે. ત્રીજા ઉપવર્ગના ધ્યાન-ચોહાનો માણુસ જાતને જન્મ આપે છે. જ્ઞાની બુદ્ધો, જેઓ તારાઓના અને મુખ્ય કરીને ગૃહોના અધિષ્ઠાતા દેવતા હોય છે, અને જેઓ જે માણુસો તેમના ચોકસ તારા કે ગૃહોના પ્રભાવ નીચે જન્મે છે, તેઓપર સત્તા ધરાવે છે. બીજા તથા ત્રીજા ઉપવર્ગના ધ્યાની-બુધ્ધો બીજા સૂર્ય મંડળોમાં એજ પ્રકારનાં કામ કરે છે, અને કુદરતના જુદા જુદા વિભાગોપર અમલ કરે છે. હિંદુ શાસ્ત્રમાં તેમને લોકપાલ કહે છે. પૂર્વમાં ઇંદ્ર, દક્ષિણમાં યમ, પશ્ચિમમાં વરૂણ અને ઉત્તરમાં કુબેર એ મુખ્ય લોકપાલો છે. ત્રીજા વર્ગના ધ્યાન-ચોહાનો લિપિક દેવતાઓ કહેવાય છે. જેઓ વિશે એટલુંજ જણાએલું છે કે તેઓ કર્મિક કાયદા સાથે સંબંધ ધરાવે છે તેઓ માણુસના દરેક કામ દરેક વિચાર અને જગતમાં જે કાંઈ બન્યું છે અને બને છે કે બનશે

તે સર્વેની આકાશમાં સંપૂર્ણ નોંધ રાખે છે. શાસ્ત્રમાં તેમને ચિત્ર-ગુપ્ત એવું નામ આપ્યું છે, એ પોતાના અગ્રસંધની નામના પુસ્તક-માંથી દરેક માણસનું વૃત્તાંત તેના મરણ પછી યમ આગળ વાંચી આપે છે, તે જાણે યમરાજાનો મહેતો છે. દરેક માણસની જીંદગી સાથ તેમનો આ રીતે સંબંધ છે અને દરેક બાળકના જન્મથીજ તેઓ તેની સાથે સંબંધ ધરાવે છે, કારણ કે દરેક બાળકની ભવિ-ષ્યની જીંદગી આકાશમાં પૂર્વેથીજ ચિત્રાએલી હોય છે. આ કાંઈ માત્ર કલ્પના નથી કેમ કે ભૂત કે ભવિષ્યની અસરો એ બંને વર્ત-માનમાં સદા હાજર હોય છે અને આ લીધે આ લીપીક દેવતા-ઓનો જ્યોતિષ સાથે સંબંધ છે. જ્યોતિષ એ કાંઈ ખોટી વિદ્યા નથી. ફોટોગ્રાફીથી હાલ શોધ થઈ છે કે જે તારાઓ અને ગૃહો દુર્બીનવડે પણ દીસતા નહુતા તેમની છબી ફોટોગ્રાફીથી કાચપર સાફ પડે છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે દરેક બાળકના જન્મ વખતે આપણું સૂર્ય મંડળ તેના નરમ અને સ્વચ્છ ભેજાપર તે સમયે શીરોબિંદુપર રહેલા ચોકસ નક્ષત્ર કે તારાની હાજરી પ્રમાણે ચોકસ અસરોની છાપ મારી શકે છે. આપણી સર્વે વાણી વિચાર કે કર્મનું ચિત્ર તરતજ આકાશમાં ચિત્રાય છે અને તેઓ સાધારણ નજરથી ગુપ્ત રહે છે પણ દીવ્ય ચક્ષુથી આ ચિત્રો સ્પષ્ટ દૃષ્ટીએ પડે છે. ઋષીઓ પોતાને જોઈતી કાંઈપણ વીગત કુદરતના આ નોંધ સંગ્રહમાંથી અંતર દૃષ્ટીવડે ઝટ શોધી કાઢે છે!"

"પિતાજી વાત સત્ય છે. હીરાલાલભાઈનું કહેવું અક્ષરસઃ ખરૂં છે. આપણા અસલ ગ્રંથો આ વાતની સત્યતા દર્શાવે છે."

"હવે આ લીપીકદેવો અરૂપલોકને રૂપલોકથી જુદા

રાખે છે. જ્યાં સુધી જીવ કર્મપાસથી બંધાએલો છે ત્યાં સુધી તે લીપીકદેવોની સત્તા તળે રહે છે. જ્યારે તે માયા તથા કર્મના બંધનમાંથી મુક્ત થાય છે ત્યારે પરમપદમાં મોક્ષનો અનુભવ મેળવે છે. ત્યાં જીવનમુકતો એટલે કે મોક્ષ પામેલા જીવાત્માઓ માયા કે કર્મના ગુણોથી સ્વતંત્ર રહે છે. પણ જો તેઓ ઇચ્છે તો લોકકલ્યાણ માટે ફરી પૃથ્વી પર જન્મ લઈ શકે છે. મોક્ષનું સર્વોત્તમ સુખ તજીને આવા લોકકલ્યાણ ઈચ્છનારા મુક્ત જીવોને નિર્માણ કાયા કહે છે. આ પૃથ્વીલોકમાંથી પરમપદ અથવા અરૂપલોકમાં જવાના માર્ગને 'દેવયાન' કહે છે. જ્યારે એક મહાયોગી મરણ પામે છે ત્યારે જીવ સૂક્ષ્મદેહ ધારણ કરીને અંતઃકરણમાંથી સુષુમ્ણાને માર્ગે બ્રહ્મરંધ્રમાં જાય છે અને બ્રહ્મરંધ્ર ફાડીને જીવ સૂર્યકિરણ મારફતે સૂર્યમંડળમાં પેસે છે અને સૂર્યના એક કાળા ધાબામાંથી પરમપદને પહોંચે છે. યોગથી પ્રાપ્ત કરેલા જ્ઞાનના બળવડે જીવ પરમપદમાં પોતાનો માર્ગ લે છે.

"વાહ વાહ હીરાલાલભાઇ આ જ્ઞાનામૃતથી હું તૃપ્ત થઈ ગયો છું! આ તે ગંગાતટનો મહીમા કે કાશીતીર્થનો પૂન્યપ્રભાવ કે તમારા જ્ઞાનની બલિહારી! આ તમે શું કહો છો! હું તે જાગું છું કે ઉંઘું છું! આ હું શું સાંભળું છું! તમે તો કોઈ ઋષિમુની છો કે જ્ઞાની મહાત્મા છો! અગર કોઈ દેવતા આ માનુષી અવતારમાં મારો ઉદ્ધાર કરવા મારે ત્યાં પધાર્યા છો! જય જય પ્રભો હું તમને પ્રણામ કરૂં છું! હર હર હર ગંગે! ગંગે! ગંગે!"

"હવે આ ધ્યાનચોહાનો કે દેવતાઓ સૂર્યમંડળોના

પ્રથમ નકશા કલ્પે છે અને ફોહાત આદિ શક્તિ કલ્પેલા નકશા પ્રમાણે પ્રકૃતિમાં શક્તિ મુકી અનેક ઘાટ ઘડે છે. સૃષ્ટિના અનેક સૂર્યમંડળો તથા ગૃહો પ્રગટ થવા માંડે છે. સૃષ્ટિ પણ સાત ચઢ ઉતર પંક્તિમાં વહેંચાએલી છે. આપણી પૃથ્વી સૂર્યમંડળ મધ્યે એક ગૃહ છે અને તેની સાથે બીજા છ અણદીઠ સાથી છે; પરંતુ તેઓ વધારે સૂક્ષ્મ પદાર્થના બનેલા છે; જ્યારે આપણી પૃથ્વી સ્થુળ પદાર્થોની બનેલી છે, આજ પ્રમાણે સૂર્યના બીજા ગૃહોમાંના દરેક પોતાના છ અણદીઠ સાથી ધરાવે છે. હવે માણસમાં પણ સાત તત્વો છે. પુરાણમાં માણસને સપ્તપર્ણ રોપાની ઉપમા આપી છે. આપણી પૃથ્વી તથા તેના છ સાથી ગૃહો સાથે માણસનાં સાત તત્વો મુકાબલો ધરાવે છે.

માણસને પૃથ્વીમાં અને તેના દરેક છ સાથી ગૃહ ઉપર વારંવાર જન્મ લેવા પડે છે. એટલે કે માણસજાત પ્રથમ પહેલા ગૃહ પર ઉતરીને અનેક જન્મો લઇને જોઇતો અનુભવ પ્રાપ્ત કરી બીજા ગૃહ પર જવા માંડે છે અને આ પ્રમાણે સાતે ગૃહ પર એક ફેરો મારી રહે કે એક કલ્પ પુરો થાય છે. આ રીતે આખી હારમાં સાત કલ્પો સુધી ફરે છે, એટલે સાત મોટા ફેરા પુરા થાય છે. હાલ પર્યન્ત આપણી આખી હારમાં આપણે ત્રણ મોટા ફેરા મારી આવ્યા છીએ, અને હાલ આપણો ચોથો ફેરો ચાલુ છે અને તે અર્ધો પુરો પણ થયો છે, કેમ કે આપણે પહેલા ત્રણ ગૃહમાંથી થઇને હાલ પૃથ્વી પર એટલે કે ચોથા ( વચલા ) ગૃહ ઉપર આવ્યા છીએ. હવે કાળચક્ર યુગો તથા કલ્પોની ગણત્રી તમને સમજાવું છું. જુઓ ૧૫ નિમેષ ૧ કાષ્ઠા,

૩૦ કાષ્ઠા ૧ કળા, ૩૦ કળા ૧ મુહુર્ત, ૩૦ મુહુર્ત ૧ રાતદિવસ, ૩૦ રાતદિવસ ૧ માસ, ૬ માસ ૧ અયન, ૨ અયન ૧ વર્ષ, કૃતયુગ એટલે ૧,૭૨૮,૦૦૦, ત્રેતાયુગ, ૧,૨૯૬,૦૦૦, દ્વાપરયુગ ૮૬૪,૦૦૦, કળીયુગ ૪૩૨,૦૦૦, આ ચાર યુગ મળીને ૧ માહાયુગ ૪,૩૨,૦૦૦૦, ૭૧ મહાયુગ મળીને ૧ મનવંતર, ચૌદ મનુઓનું રાજ્ય ૯૯૪ મહાયુગ સુધી ચાલે છે, તેના વર્ષ ૪,૨૯૬,૦૬૦,૦૦૦, દરેક મન્વંતર વચ્ચે સંધી તથા સંધ્યાંશ માટે ૬ માહાયુગ. ૨૫,૯૨૦,૦૦૦, સઘળા મળીને ૯૯૪+૬= ૧૦૦ મહાયુગ એટલે ૧ કલ્પ બ્રહ્માનો ૧ દીવસ બધા મળીને વર્ષ ૪,૩૨,૦૦૦૦,૦૦૦, બ્રહ્માની રાત્રી પણ એટલા કાળ સુધી લંબાય છે. જેથી બ્રહ્માની ૧ રાતદિવસના વર્ષ ૮,૬૪૦,૦૦૦૦૦, આવા ૩૬૦ રાતદીવસ મળીને બ્રહ્માનું ૧ વર્ષ થાય છે જેના માનુષી વર્ષ, ૩,૧૧૦,૪૦૦,૦૦૦,૦૦૦, થાય છે. આવા ૧૦૦ વર્ષનુ બ્રહ્માનું આયુષ્ય છે એટલે કે ૧ મહાકલ્પ પુરો થાય છે જેના વર્ષ, ૩૧૧,૦૪૦,૦૦૦,૦૦૦,૦૦૦, આ રીતે ૧ મહાકલ્પ પંદર આંકડાઓની એક સંખ્યા બને છે. આ યુગ, મન્વંતર તથા કલ્પાદીની ગણત્રી દેવર્ષી નારદ અને અકરમયની મૂળ ગણત્રી પરથી પુરાણમાં લેવામાં આવી છે. હવે આપણા સૂર્યમંડળને હાલ ૧૯૧૮ સુધીમાં ૧,૯૫૫,૮૪૪,૭૧૮ વર્ષ થયા છે. જીવોને પ્રકૃતિના ૩ મુખ્ય પ્રાંત, ભેદ ખનીજ વનસ્પતિ અને પ્રાણી રૂપોમાંથી પસાર ૩૦૦,૦૦૦,૦૨૨ વર્ષ થયા છે. જીવોને માણસરૂપ લેવાને ૧૬૫૫,૮૮૪,૭૧૮ વર્ષ થયા છે. વૈવસ્વત મન્વંતરને ૧૯૧૮ માં ૧૮,૬૧૮,૭૫૯ વર્ષ થયા છે. કળીયુગને

૧૯૧૮ માં ૫૦૨૦ વર્ષ થયા છે."

"હીરાલાલ આ ગણિતની ગણતરી કેમ્બ્રીજની પાઠશાળામાં શીખ્યા હતા કે લીલાવતીનું ગણિતશાસ્ત્ર લીલાવતી પાસે પઢયા હતા? તમે પણ જે વિષય ઉપર ઉતરો છો તે વિષયની આરપાર ઉતરી જાઓ છો!"

"મુરબ્બી પરમાત્માનો અંશ જે જીવાત્મા તેને પ્રકૃતિની સાત પંક્તિ પર અનેક રૂપો કે આકારોને પોતાનું વાહન બનાવી કનિષ્ઠથી તે શ્રેષ્ટ શરીરોમાં કાંઈ અનેક અવતાર લેવા પડે છે, અને છેવંટે માણુસ અવતારમાં સ્વાનુભવ અને સ્વચૈતન્ય મેળવીને બ્રહ્માનું આયુષ્ય પુરૂં થતાં પરમાત્મામાં લીન થઇને પરનિર્વાણ ભોગવે છે. જીવને અનુભવ પ્રાપ્ત કરવા માટે આ ઉપાધીઓની અગત્ય હોય છે, અને આ લીધે તેને મિશ્રિત તત્વો સાથે ભેળવવું પડે છે અને આ પ્રમાણે માણસમાં સાત તત્વો સમાયલા છે. વેદાંતશાસ્ત્રમાં માણસના પંચકોષ જણાવ્યા છે, અને તારક રાજયોગમાં માત્ર ત્રણજ ઉપાધી દર્શાવી છે. ગુપ્ત જ્ઞાનબોધી ધર્મમાં ૧ સ્થુળ શરીર, ૨ પ્રાણ, ૩ લિંગ શરીર, ૪ કામ, ૫ મનસ, (ઇચ્છા, લાગણી, વિજ્ઞાન વગેરે) ૬ બુદ્ધિ અને ૭ આત્મા. વેદાંતદર્શનમાં ૧ અન્નમય કોષ, ૨ પ્રાણમય કોષ, ૩ મનોમય કોષ, ૪ વિજ્ઞાનમય કોષ, ૫ આનંદમય કોષ, ૬ આત્મા. તારકરાજયોગમાં ૧ સ્થુલોપાધી, ૨ સૂક્ષ્મોપાધી, ૩ કારણોપાધી, ૪ આત્મા.

હવે આ ઉપરથી સિદ્ધ થાય છે કે વેદાંતદર્શનમાં લિંગ શરીરને જુદુ જણાવ્યું નથી, કેમ કે તે માત્ર પ્રાણનું વાહન છે,

કામ પણ મનોમય કોષમાં આવી જાય છે, કેમકે તે ઇચ્છા વગેરેનું વાહન છે અને મનસની માત્ર એક શક્તિ છે, વળી આ ધ્યાનમાં રાખવું કે મનોમય કોષ અને વિજ્ઞાનમય કોષ જુદા પડે છે, કેમ કે મરણ પછી મનસનો વિજ્ઞાન ભાગ બુદ્ધિ આનંદમય કોષ સાથે જોડાય છે. અત્રે કહેવું જોઇએ કે તારકરાજયોગની રીતિ સર્વેથી સહેલી છે. જો કે માણસમાં સાત તત્વો છે પણ આત્માને પોતાના વાહન તરીકે ત્રણજ ઉપાધી મળે છે; જે દરેકમાં તે સ્વતંત્રપણે પોતાનું કામ કરી શકે છે, કારણ કે એક યોગી કે મહાત્મા પોતાની ત્રણે સ્થુળ, સૂક્ષ્મ કે કારણ ઉપાધી ઘણી સહેલાઇથી એકેકથી જુદી કરી શકે છે, પણ તે પોતાના આ સાત તત્વો એકેકથી જુદાં પાડી શકે નહિ કેમ કે તેમ કર્યાથી તેનું શરીરજ નાશ પામે. પૃથ્વી પર જીવને પાંચ પ્રકારની ક્રિયા કરવી પડે છે. ખનિજ હાલતમાં તે પૃથ્વીના સૌથી હલકા વર્ગના ધ્યાનીઓ સાથે સંબંધ રાખે છે. વનસ્પતિ હાલતમાં જીવ આ ધ્યાનીઓના પ્રાણ સાથે સંબંધ રાખે છે. પ્રાણી હાલતમાં તેમના લિંગ દેહ અને કામ સાથે સંબંધ રાખે છે. જો માણસમાં આ પાંચમું મનસતત્વ ન હોય તો તે એક જનાવર સમાન રહી જાય છે. માણસમાં આ રીતે સર્વે તત્વો આવી મળે છે. આત્મા ખરૂં જોતાં કાંઇ તત્વ નથી, તે પરમાત્માનો માત્ર અંશ કે કીરણ છે. માણસ આ પ્રમાણે અનેક વર્ગના ધ્યાનીઓથી હસ્તીમાં આવ્યો છે અને કેટલાક મનુષ્ય શરીરમાં આધ્યાનીઓ અવતાર પણ લે છે. માણસનું શરીર જો કે માટીનું બનેલું છે, તો પણ તે માટીમાંથી ઘાટ ઘડનાર આધ્યાનીઓ

હતા. આપણા શરીરનાં અણુઓ કાંઇ નીરજીવ નથી. દરેક અણુમાં જીવ છે, અર્થાત્ આપણું શરીર કાંઇ અગણિત જંતુઓનું બનેલું છે. પૃથ્વી માણસને તેનું શરીર પુરૂં પાડે છે, ધ્યાનીઓ તે પછીનાં પાંચ તત્વો પુરાં પાડે છે અને આત્મા કેવળ અદ્વિતિય છે. માણસને આ લીધે સપ્તપર્ણ કહેવામાં આવે છે. જેમ સમુદ્રના જળ પર એકજ ચંદ્રનાં લાખો પ્રતિબિંબ પડે છે, તેમ જીવ (આત્મા–બુદ્ધિ) માયાના સમુદ્રના જળ ઉપર જુદા જુદા આકારોમાં ઉછળતો અને નાચતો દેખાય છે. જેમ ચંદ્રનાં કીરણો જ્યાં સુધી ચંદ્ર પ્રકાશે છે ત્યાં સુધી દેખાય છે, તેજ પ્રમાણે એક મન્વંતર પર્યંત જીવ અનેક રૂપો લે છે અને તજે છે અને પછી તેઓ સર્વે અણદીઠ થઇ જાય છે અને કીરણો પોતાના મૂળમાં ફરી સમાઇ જાય છે. વેદાંતમાં મનસ માટે સૂત્રાત્મા શબ્દ વાપરવામાં આવ્યો છે જેમ સૂત્રમાં દાણા પોરવાય છે તેમ બુદ્ધિ મનસ અનેક જન્મ અને અવતારના દાણા સંગ્રહ કરતા જાય છે. મનસ એટલે શુદ્ધ મનસ જે આત્મા બુદ્ધિ સાથે સદા જોડાએલો રહે છે. મનુષ્યના સાત સત્વના બે વિભાગ પડે છે. પહેલા ત્રણ તત્વ આત્મા, બુદ્ધિ અને મનસ અવિનાશી છે, અને બીજા ચાર પ્રાણ, કામ, લિંગ દેહ અને સ્થુળ દેહ નાશવંત છે."

"ધન્ય છે ધન્ય છે હીરાલાલ તમને ધન્ય છે! ગંગા ગીતા ગાયત્રી ગોવિંદ, ગુરૂ પાંચે પમાડે પરમાનંદ એ પ્રમાણે અત્યારે મારો આનંદ અવધી છે, અપાર છે! પારસમણીના પ્રતાપથી કાંતી કંચન થાય છે તેમ તમારા જેવા જ્ઞાનીના

સંસ્કારથી મારો અંધકાર નાશ પામે છે!"

"મુરબ્બી મનસ વગર જીવ આ લોક પર કાંઈ પણ અનુભવ મેળવી શકે નહિ મરણ પછી મનસનો શુદ્ધ ભાગ તેની શુદ્ધ વાસનાઓ આત્મા બુદ્ધિ સાથે યોગ કરે છે અને મલીન મનસ કામ સાથે જોડાય છે. મનસ આ પ્રમાણે આત્મા બુદ્ધિ સાથે જોડાઇને તેમની પેઠે અમર બને છે. બુદ્ધિ મનસમાંથી શુદ્ધ ભાગ મેળવી અનુભવ સંગ્રહ કરે છે અને ચૈતન્ય મેળવે છે. આત્મા કાંઈ સુધરતો નથી, નથી ભુલતો કે નથી કાંઈ યાદ રાખતો, તેનો આ લોક સાથે સંબંધ નથી તે માત્ર એક પ્રકાશીત કીરણ છે, જે પ્રકૃતિ પર જો તે તેવી ઇચ્છા દેખાડે તો પોતાનો ઝળકાટ નાંખે છે. દેહધારી માણસ પૃથ્વીલોક પર રહે છે. વિદેહી માણસ એટલે મરણ પછીનું તેનું ખોખું કામરૂપ કામલોકમાં રહે છે, પણ મનસ આત્મા બુદ્ધિ સાથે જોડાઈને દેવલોક સ્વર્ગમાં રહે છે. કામ વિષય અને હવસ તરફ મનસને સદા ખેંચતું રહે છે, પણ જો મનસ આ અતિ હાનીકારક આકર્ષણથી નથી ખેંચાતું અને તેમાંથી છુટવાનો યત્ન કરે છે, અને આત્મા તરફ વળવાની ઉત્કંઠા દેખાડે છે તો બુદ્ધિ સંતુષ્ઠ પામી મનસને પોતા સાથ આત્મામાં સમાવી દે છે. મનસના શુભ કે દુષ્ટ સંકલ્પો પ્રમાણે શરીરને ચાલવુ પડે છે. બુદ્ધિપ્રકાશ ફેંકી જે માર્ગ બતાવે છે તે પ્રમાણે ચાલવાને મનસ યત્ન કરે છે, પણ તેમાં વારંવાર નિષ્ફળ થાય છે. બુદ્ધિ આત્માનુ વાહન છે. આત્મા નથી કાંઈ શરીર કે નથી કાંઈ રૂપ કે નથી કાંઈ વસ્તુ:- બુદ્ધિ માત્ર અલંકાર રૂપે તેનુ વાહન કહેવાઈ શકાય છે. દરેક

જન્મમાં જે અનુભવ મેળવાય છે, તેનો સ્વચ્છ અને સંગીન ભાગ મનસ મારફતે બુદ્ધિ ગ્રહણ કરે છે. બ્રહ્માના એક દીવસમાં ચૌદ મનુઓ રાજ્ય કરે છે, અને પછી પ્રલય થતાં સર્વે જીવો નિર્વાણ યાને મોક્ષ ભોગવે છે. સાંખ્ય દર્શનમાં કહ્યું છે કે જ્યાં સુધી પુરૂષ પ્રકૃતિના ખભાપર ચઢી બેસતો નથી ત્યાં સુધી તે નિર્બળ રહે છે અને જો પ્રકૃતિ એકલી રહે તો તે જડ રહે છે. પુરૂષ અને પ્રકૃતિ મૂળમાં એકજ છે, પણ જ્યારે સૃષ્ટિ વ્યક્ત થવા માંડે છે, ત્યારે માયાને લીધે તેઓ જુદા જુદા ભાસે છે, અને તેઓ સામસામો માર્ગ લેતા માલમ પડે છે. પુરૂષ ધીમે ધીમે પ્રકૃતિમાં પેસે છે, અને પ્રકૃતિ તે પ્રમાણે શુદ્ધ થતી થતી પોતાની પૂર્વની સ્થિતીમાં આવે છે. બંને કદી પણ છુટા પાડી શકાય નહીં; પરન્તુ તેઓમાં હાલ ભેદ જણાય છે. જેમ વિજળીના બે પ્રકાર હોય છે. સબળ પોઝીટીવ અને નિર્બળ નેગેટીવ અને જેમ સબળ વિજળી સબળ વિજળીથી દુર જાય છે. પણ નિર્બળ વીજળી તરફ તરત ધસે છે તેજ પ્રમાણે પુરૂષ અને પ્રકૃતિ જગતનાં એકજ મૂળ અને મુખ્ય તત્વના બે સામસામા ધ્રુવ છે. જ્યારે વચલા ચોથા કલ્પમાં માણુસને સંપૂર્ણ બનાવવા માટે પુરૂષ અને પ્રકૃતિના ખભાપર ચઢવાનો સમય આવે છે કે માનસ ધ્યાનીઓ જે શરીરો પિતૃદેવોએ ઉત્પન્ન કર્યાં છે તેમાં અવતરવા માંડે છે. પિતૃઓ પોતાની છાંયા લિંગ દેહ બહાર કાઢે છે, અને આ છાયાના ઘાટ ઉપર પ્રકૃતિ ઘર ચણવા માંડે છે, પણ હજી માણુસ અસંપૂર્ણ છે, હવે સ્વયંભૂ મનુમાંથી સપ્ત મનુઓ ઉત્પન્ન થઈ આ ઘરોમાં વસવા લાગે છે, અને માણુસને હવે

મનસ મળે છે. પાશ્ચિમાત્ય પ્રદેશના વિદ્વાનો સર્વે વસ્તુને બે ભાગમાં વહેંચી નાંખે છે, એક જીવવાળી અને બીજી જડ કે નિરજીવ, પણ આ મોટી ભૂલ છે. જીવ વગરની કોઈ પણ ચીજ છેજ નહીં. એક અણુમાં પણ જીવ છે. જગત્‌માં જે કાંઈ વસ્તુ દેખવામાં આવે છે તે સર્વે આ જીવવાળા અણુઓથી બનેલી છે. જ્ઞાન વિજ્ઞાનના ભાષ્ય ગ્રંથમાં કહ્યું છે કે એકજ સરૂપ અને અચ્યુત જીવમાંથી અગણિત જીવવાળી સ્રષ્ટી પ્રગટે છે. પ્રથમ થંડો અને પ્રકાશિત અગ્નિ પ્રકટ થાય છે અને વ્યોમમાં દહીં માફક પથરાઈ જાય છે. તેઓ એકેક સાથ અથડાવા માંડે છે, અને તેથી અતિ ઉષ્ણુતા ઉત્પન્ન થાય છે, અને તેથો તેઓ પોતાની ધરીપર ગોળ ફરવા માંડે છે, ત્યાર પછી ધુમકેતુઓ ઉત્પન્ન થાય છે. ગરમીથી ભીની વરાળ પ્રગટે છે, જેમાંથી સ્થુળ જળ ઉત્પન્ન થાય છે, જેમાંથી સુકો બાફ નીકળી, પ્રવાહી જળ જેવો બાફ થઈ આ ધુમકેતુઓના ઝળકાટને સમાવી દે છે અને પછી જલમય ગોળાઓ કે ગૃહો બને છે. હવે ભૂમી પૃથ્વી તેના છ સાથીઓ સાથે દેખાવ દે છે, આ ગૃહો પોતાની નિરંતર ચાલુ ગતિથી અગ્નિ, ઉષ્ણુતા અને પ્રવાહી વરાળ ઉત્પન્ન કરે છે, જેમાંથી આપણું જળ ઉત્પન્ન થાય છે, અને જેમના શ્વાસમાંથી વાયુ ઉત્પન્ન થાય છે. ચાલુ મન્વંતરના પહેલા ચાર કલ્પના આ ચાર જીવો છે, અને તેઓ તેમની સ્થુળ અવસ્થામાં દેખવામાં આવે છે. અગ્નિ, વાયુ, જળ અને પૃથ્વી. બાકીના ત્રણ તત્વો જીવો બાકી રહેલા ત્રણ કલ્પમાં એકેક પછી પ્રગટ થતાં જશે."

"ઓહોહોહો આવું વિષમ અને બારીક તત્વજ્ઞાન જીવાત્મા

અને સૃષ્ટીરચના સંબંધી સમજવું ઘણું વિષમ છે. અવસ્થા અને સંસ્કારના પ્રતાપ સિવાય તે સમજવામાં આવે નહીં."

"હવે દરેક કલ્પમાં એક એક તત્વ પ્રગટ થવા માંડે છે. પહેલા કલ્પમાં અગ્નિ ઉત્પન્ન થયો, બીજા કલ્પમાં અગ્નિ સાથ વાયુ, ત્રીજા કલ્પમાં જળ અને ચોથા કલ્પમાં પૃથ્વી, તત્વ દેખાવા લાગ્યું. પ્રકૃતિના પાંચ ગુણો હાલ જણાએલા છે. રૂપ, રંગ, ગતિ, રસ અને ગંધ છઠ્ઠો ગુણ પ્રવેશ શક્તિ છે; અને તેને લગતી ઈંદ્રી–દીવ્ય--ચક્ષુ કેટલાક અસાધારણ પુરૂષોમાં ખીલી રહી છે. હાલ ચાર કલ્પો પુરા થવા આવ્યા છે અને તેથી આ તત્વો સાધારણ નજરે દેખવામાં આવે છે. પાંચમા કલ્પમાં આકાશ તત્વ પણ જેમ હાલ વાયુ છે તેમ આપણી સાધારણ જાણમાં આવશે તે કલ્પમાં છઠ્ઠી પણ સંપૂર્ણ ખીલી રહેશે. તત્ નથી પુરૂષ કે પ્રકૃતિ પણ તે પુરૂષ અને પ્રકૃતિનું નિષ્કારણ કારણ છે પુરૂષ અને પ્રકૃતિ વિશ્વને ઉત્પન્ન કરે છે. તત્ એ કેવળ જીવ છે. જીવ વગર કોઈ પણ વસ્તુ કે કોઈ પણ રજકણ નથી, ફરક માત્ર એટલો કે જડ દેખાતી વસ્તુમાં જીવ મંદ અને લય સ્થિતીમાં રહે છે. જ્યારે પ્રાણીઓમાં તે ચંચળ સ્થિતીમાં હોય છે. પહેલા કલ્પમાં આપણી પૃથ્વી–અગ્નિ જીવોએ બનાવી હતી. તે કલ્પમાં માત્ર ઠંડા પ્રકાશ શિવાય તેનામાં બીજા કાંઈ પણ ગુણ રૂપ રંગ કે સ્થુલતા હતી નહીં. પહેલા કલ્પના અંતમાં એકજ તત્વ, અગ્નિ તત્વ ખીલી રહ્યું. બીજા કલ્પમાં વાયુ તત્વ પ્રગટ થવા લાગ્યું. જો આ વાયુ તત્વને તેની સ્વચ્છ સ્થિતીમાં લાવી ઉપયોગ કર્યો હોય તો લાંબા કાળ સુધી જીવી શકાય છે, આ ક્રિયા સર્વે

શ્રેષ્ઠ ઋષીઓ અને દીક્ષિતો જાણે છે. આ બીજા કલ્પથી પૃથ્વીની ખરી જીંદગી શરૂ થએલી કહેવાય કેમ કે હવે તેનામાં પ્રાણ તત્વ પૂરતું ખીલ્યું હતું. ત્રીજા કલ્પમાં જળ પ્રગટ થયું. ચોથા કલ્પમાં ભૂમી પ્રવાહી હાલતમાંથી સ્થુળ સ્થિતીમાં આવવા લાગી, અને હવે ભુમી ઉપર પૃથ્વી તત્વ પ્રગટ થયું. જેમ ભૂમીનું પડ અગણિત જીવોનું બનેલું છે, તેમજ આપણું સ્થુલ શરીર પણ અગણિત જીવોનું બનેલું છે. આ સ્થુલ શરીર આપણા સાત તત્વોમાં સર્વેથી હલકુ તત્વ નથી. આપણામાં સર્વેથી દુષ્ટ તત્વ 'કામ' છે. જે અહંકારથી દુષ્ટ લાગણીઓ અને હવસો ઉત્પન્ન કરે છે. શરીર તો માત્ર કોટલું છે, જે કામના હાથમાં તેની ઇચ્છાઓ પહેલાં પુરી પાડવાનું હથીઆર થઈ પડે છે. હાલના તત્વવેત્તાઓ જાણવા લાગ્યા છે કે પ્રાણીઓનાં તથા માણસોનાં એ બંને શરીરો અતિ સૂક્ષ્મ અણદીઠ જીવો કે જંતુના બનેલા છે. પર્વત કે રજકણ, માણસ કે કીડી, હાથી કે ઝાડ એ સર્વેનાં શરીરો આ અણદીઠ જંતુનાં બનેલાં છે. દરેક અણુમાં જીવ છે. આજ જીવવાળા અણુઓ અવતાર લેતા જીવાત્માને માટે આકારો અને ઉપાધીઓ બાંધી આપે છે અને વળી પાછા તે ઉપાધીઓ અને રૂપોમાં વિકાર ઉત્પન્ન તેમનો નાશ કરી જીવાત્માને તેના થોડા વખતના રહેઠાણમાંથી પાછો હાંકી મુકે છે. તેઓ જીવાડે છે, અને વળી મરણ પમાડે છે. આ જંતુઓ માણસ પ્રાણી કે વૃક્ષનાં શરીરો દર પળ અને દર ઘડી ઉત્પન્ન કરી વળી તેનો નાશ આણે છે. જન્મ અને મરણ, સુરૂપ કે કુરૂપ, સારૂ કે નરસુ, પ્રિય કે અપ્રિય, શુભ કે અશુભ લાગણીઓ એ બંને સાથે ઉત્પન્ન

ફરે છે. તેઓ માતા કે પીતાની આસપાસ ફરી વળેલી જ્યોતીમાં જે આકૃતિઓ કે આકારો જુએ છે તેની નકલ કરી ગર્ભના મૂખનો ઘાટ ઘડે છે. આપણા શરીરોમાં જે જે વિકારો થાય છે, જે જે રોગો ઉભરાઈ જાય છે તે દરેકનું કારણ આ અણદીઠ અને અતિ સૂક્ષ્મ જીવો કે જંતુઓ છે માણસનું શરીર સાત વરસે પોતાના સર્વ અણુઓ બદલી નાંખે છે, આ વાત પાશ્ચિમાત્ય વિદ્યાએ સિદ્ધ કરી આપી છે. તેનું કારણ પણ આ જંતુઓ છે. તેઓજ ખવાઈ ગએલા ભાગોને તોડી નાંખી તેમને બહાર કાઢી નવી મરામત કરી શરીરને ટેકવી રાખે છે. પહેલાં ૩૫ વરસ સુધી આ ક્રિયા ચાલુ રહે છે, પણ આ ઉમર પછી ઉલટી ક્રિયા શરૂ થાય છે, કેમ કે જંતુઓમાં તેમની આગલી શક્તિ રહેતી નથી, અને શરીર હવે જલદીથી ભાગી પડી કરચલીદાર બને છે અને ચીમળાવા લાગે છે. આ જંતુઓ શક્તિ પાછી લાવવા સારૂ આસપાસના જંતુઓનું બળ ચોરવા માંડે છે અને આ પ્રમાણે આખું શરીર ઢીલું પડી જઈ અંતે નાશ પામે છે અને માણસને જરા તથા મૃત્યુને તાબે થવું પડે છે.”

“હીરાલાલભાઈ ત્યારે આપણાં કર્મજ આપણને ઉથલ-પાથલ કરી નાંખે છે! આપણી કરણી અને કહેણી એજ આપણી ભરણી અને રહેણીરૂપે થઈ પડે છે!”

“મુરબ્બી આત્મા વિષે એમ ન કહેવાય કે આ મારો આત્મા છે, અને આ તારો આત્મા છે. જેમ સૂર્યનો પ્રકાશ સર્વ પર પડે છે તેમ આત્માનો પ્રકાશ સર્વપર પોતાનું તેજ પાથરે છે, અને જેમ સૂર્યનાં કીરણ સૂર્યના તેજથી જુદાં નથી તેમજ

આત્મા સર્વ વ્યાપક છે અને પરમાત્માથી ભિન્ન નથી. બુદ્ધિ આત્માનું વાહન છે. જ્યાં સુધી આત્મા બુદ્ધિ મનસ સાથે જોડાતાં નથી, ત્યાં સુધી તેઓ માણુસના શરીરને કાંઈ પણ ઉપયોગમાં આવતાં નથી. કર્મની અસર આત્મા કે બુદ્ધિપર પડતી નથી. મનસ અહંકારથી ઉત્પન્ન થાય છે, અને જ્યારે મનસ શુદ્ધ હોય છે, ત્યારે આત્મા બુદ્ધિ સાથે જોડાય છે અને ત્યારે તે મનસ તેજસિ કહેવાય છે; કેમ કે બુદ્ધિ હવે મનસપર પોતાનું શુદ્ધ તેજ નાંખે છે, વેદાંત દર્શનમાં એને કારણ શરીર કહે છે અને વારંવાર જે અવતાર લે છે તે આ મનસ તેજસી છે. મરણ પછી શુદ્ધ મનસ આત્મા બુદ્ધિ સાથે જોડાઇને સ્વર્ગમાં રહે છે. દેવખાન કે સ્વર્ગ એક જાતની સ્વપ્નાવસ્થા છે. સંસારમાં માણુસ અનેક પ્રકારનાં દુઃખ અને વેદના ભોગવે છે, અનેક પ્રકારનાં પાપ કરે છે, પણ જો અપક્ષપાત વિચાર કરીશું તો જણુાશે કે કેટલીક વેળા માણુસ પોતાના કાંઈ પણ વાંક વગર પોતાની આસપાસના સંજોગોનો માત્ર ભોગ થઈ પડે છે. આ લીધે એક સાધારણ માણુસ થોડોક વધુ પાપી હોય, દોષીત કે નિર્દોષ હોય તોપણ જ્યારે જીંદગીના ભારથી છુટે છે ત્યારે કતગાઈ ગએલો આ મનુ સ્વચ્છ સુખ ચોક્કસ વખત સુધી મેળવવાનો હક ધરાવે છે. જ્યાં સુધી તે પૃથ્વીપર જીવે છે ત્યાં સુધી કર્મ તેનાં પૂર્વ જન્મનાં કરેલાં પાપો માટે ઘટતી શિક્ષા આપે છે; પણ વ્યાજબી અને તે સાથ દયાળુ નિયમ પ્રમાણે મરણ પછી તેના મનસને નિરાંત માટે થોડો કે લાંબો કાળ આપે છે, એટલે કે તેટલા કાળ પર્યંત તે દેવખાન કે સ્વર્ગ ભોગવે છે.

સાધારણ મનુષ્યો આ સુખી અવસ્થા આશરે હજારેક વર્ષ સુધી ભોગવતા રહે છે. આગલા જન્મના દરેક દુ:ખી બનાવો અને કાંઈ પણ શોક ઉત્પન્ન કરે એવા વિચારો તેને સદંતર ભુલાવી દેવામાં આવે છે; અને મનસના સ્મરણમાં માત્ર આનંદજનક અને સુખ ઉત્પન્ન કરનારા વિચારો રહી જાય છે. આ પ્રમાણે દુનિયાઈ જીંદગીથી છુટયા પછી કર્મિક નિયમે તેણે જે અનેક કષ્ટ ભોગવ્યાં છે, તેનાં બદલામાં આ સુખી અવસ્થાનો અનુભવ કરાવે છે; તો પણ જ્યારે સ્વર્ગ કાળ પુરો થાય છે અને પુનર્જન્મ લેવાનો કાળ આવી પુગે છે કે કર્મ તેના જન્મ માટે યોગ્ય દેશ, યોગ્ય કુટુંબ અને યોગ્ય સ્થિતીની ગોઠવણ કરે છે, અને આગલા જન્મમાં તેણે જે કાંઈ પાપ કર્યાં હોય તેનાં જેવાં ફળ ચખાડે છે. માણસને જો કાંઈ પણ શિક્ષા થતી હોય તો તે કાંઈ કલ્પીત નર્કમાં થતી નથી, પણ જ્યાં તેણે પાપ કર્યાં છે એટલે આ પૃથ્વી ઉપરજ તે પાપની શિક્ષા ભોગવવી પડે છે. દરેક દુષ્ટ વિચાર કે કાર્યનો તેને હવે જવાબ આપવો પડે છે; જે જે માણસોને પોતાના પૂર્વ જન્મમાં સીધી કે આડકતરી રીતે દુ:ખ દીધું હશે તે પણ પુનર્જન્મ લઈ તેની આસપાસ વસતા થશે. કર્મ આ માણસોને તેના માર્ગમાં મુકશે, અને આ સમાગમ પછી જેવાં બી વાવ્યાં હશે તે હવે લણવાં પડશે. પુનર્જન્મ અને કર્મના મહા નિયમોથી આપણે સમજી શકીએ છીએ કે શા માટે કેટલાક દેખીતી રીતે નિર્દોષ અને ભલા પુરૂષો પોતાનો આખો જન્મારો અનેક પ્રકારનાં કષ્ટ અને દુ:ખમાં ગાળે છે, કેટલાક જન્મથી ભુખમરો વેઠે છે, કેટલાક જ્યારે કંગાલ ઝુંપડીમાં તો કેટલાક ભવ્ય હવે-

ત્રીમાં જન્મ લે છે, કેટલીક વાર દુષ્ટમાં દુષ્ટ પુરૂષો ઉચ અને શ્રીમંત કુળમાં જન્મે છે, અને કોઈજ વેળા યોગ્ય પુરૂષો આવા યોગ્ય સંજોગો વચ્ચે જન્મ લેતા નજરે પડે છે. સંસારીક જીદગીની આવી દેખીતી અસમાનતા અને ફરકનું કારણ અને મૂળ કાંઈજ નહીં પણ આ બે મહા નિયમોમાં સમાએલું છે. આપણે કહ્યું કે માણસના છેલ્લા ચાર તત્વો નાશવંત છે, એટલે કે જ્યારે માણસ મરણ પામે છે ત્યારે સ્થુલ શરીર, પ્રાણ અને પ્રાણની ઉપાધી સૂક્ષ્મ શરીર એ ત્રણે મનસથી છુટા પડી જાય છે. સ્થુલ શરીર પાછુ પૃથ્વીમાં મળી જાય છે અને તેની સાથે પ્રાણ અને સૂક્ષ્મ શરીર પણ આસ્તે આસ્તે વીખેરાઈ જઈ નાશ પામે છે, ચોથુ વચલુ તત્વ કામ અને પાંચમું તત્વ મનસ એ બંને એક ચોકસ અવસ્થામાં દાખલ થાય છે, જેને કામલોક કહે છે તે કાંઈ ચોકસ સ્થાન નથી, પણ એક જાતની અવસ્થા છે. આ કામ લોકમાં મનસનો શુદ્ધ ભાગ કામરૂપથી છુટો પડી આત્મા બુદ્ધિ સાથે જોડાય છે, પણ આ ક્રિયાને કેટલોક વખત લાગે છે, પાપી અને દુષ્ટ પુરૂષના મનસને કામ કે કામરૂપથી છુટા પડતાં ઘણાં વર્ષ લાગે છે, પણ તેમજ વળી અતિ પવિત્ર પુરૂષો માત્ર એક ઘડી પણ કામલોકમાં રહેતા નથી, કેમ કે જીવતા જીવત તેઓ પોતાના મનસને અંકુશમાં રાખી સદા શુદ્ધ રહીને કામને વશ થતા નથી, અને તેથી મરણ પછી કામરૂપથી તેમનું મનસ તત્કાળ સ્વતંત્ર થઈ આત્મા-બુદ્ધિ સાથે યોગ કરી દેવખાન કે સ્વર્ગ ભોગવતું થાય છે. હવે કામલોકમાં આ કામરૂપ સર્વે પ્રકારના દુષ્ટ હવસોથી ભરેલું હોય છે, અને તેથી કેટલાક પાપી

પુરૂષોના કામરૂપો પોતાંના હવસો તૃપ્ત કરવા કેટલીક વાર પોતાના કોઈ સ્નેહી કે મિત્રના અંગમાં આવી અતિ પીડાકારક થઈ પડે છે. વળી આ કામલોકમાં અકસ્માત કે આપઘાતથી મરણ પામેલા માણસોના જીવ પણ ઘણા લાંબા કાળ સુધી રહે છે. કેમ કે આ અકસ્માત કે આપઘાત ન બન્યો હોય તો જ્યાં સુધી તેઓ પોતાના કર્મ પ્રમાણે પૃથ્વીપર જીવે ત્યાં સુધી તેમનુ મનસ તેમના કામરૂપથી જુદું પડતું નથી, તેથી આવા માણસો મરણ પછી પિશાચ બને છે, અને બીજા જીવતા માણસો મારફતે પોતાના કામ તથા હવસને તૃપ્ત કરવા અતિ આતુર રહે છે, અને તેથી જે જીવતા માણસો તેમની આ ઈચ્છા પુરી પાડી શકે એવી અનુકુળ સ્થિતીમાં હોય તો તેમના અંગમાં આવે છે, મેલી વિદ્યામાં કુશળ એવા મંત્ર તંત્ર તાંત્રીકો આવા પીશાચ પ્રેત સાથે સંબંધ રાખે છે.

સ્વર્ગમાં જીવ સાધારણ રીતે હજાર કે દોઢ હજાર વર્ષ કાઢે છે. હવે સ્વર્ગ કે દેવખાનમાં કેવા પ્રકારનું સુખ હોય છે! માણસે જીવતા જીવત જે જે સારા વિચારો કર્યા હોય, જે જે ઉત્તમ શક્તિઓ ખીલવી હોય તે સર્વેમાં તેનો જીવ અર્થાત્ આત્મા–બુદ્ધિ–મનસની ત્રીમૂર્તિ હવે નિરાંતે નિમગ્ન રહે છે. સ્વર્ગસુખ ભોગવનાર એમ સમજે છે કે તે પૃથ્વી છોડી ગયો નથી, અને મરણ જેવું કાંઇજ નથી. દૃષ્ટાંત તરીકે એક માતા એમજ માનશે કે તેના પ્રિય બાળકો અને સગાઓ હજી તેની પાસેજ છે, અને તેણીને સંપૂર્ણ સુખી અવસ્થામાં રાખવાને કાંઈ પણ બાકી રાખવામાં આવતું નથી. હવે સ્વભાવિક પ્રશ્ન

ઉદ્દભવ થાય કે જીવ આવી રીતે પૃથ્વીપર જે કાંઇ બને છે તેનાથી અજ્ઞાન કેમ રહે છે? પરન્તુ દયાનો નિયમ આજ છે. સ્વર્ગમાં જીવ જો કે સ્વતો તે સર્વજ્ઞાની છે, તો પણ તેની સમાપ્ત થએલી જીંદગીની છાયાથી તે હજી છવાએલો છે. તે છાયામાં તે લપટાએલો રહે છે. તે જન્મમાં ખીલવેલા ઉત્તમ ગુણો અને શક્તિઓ ઉત્તમ લાગણીઓ જેવી કે કૃપા દયા નીતિ, સત્યતા, પવિત્રાઈ અને બીજા સદ્દગુણોપર ભાવ આદ્દી તેના મનસમાં વાસનારૂપે વળગેલા રહે છે, અને આ લીધે સ્વર્ગમાં જીવ આ ઉત્તમ વાસનાઓથી ઘેરાએલો રહે છે; અને જ્યાં સુધી દેવખાના સ્વર્ગમાં વસે છે ત્યાં સુધી પૃથ્વીપર જે પ્રકારની જે જીંદગી ભોગવતો હતો તે જીંદગીના વિશુદ્ધ ભાગનું અનુકરણ કરતો રહે છે. જો કે પૃથ્વીપર વસતા તે સર્વે જ્ઞાની હોતો નથી, તેથી સ્વર્ગમાં પણ તે સકળ જ્ઞાન ધરાવતો નથી. અજ્ઞાન માણસોજ માયામાં ફસી પડે છે, અને સ્વર્ગ પણ સંસારી જીંદગીની પેઠે એક માયાછે, જો કે ત્યાંનું સુખ પૃથ્વીપરના સુખ કરતાં અતિ ઉત્તમ છે, તો પણ તે ઉત્તમ સુખ પણ અંતે માયાવી છે અને તેનો છેડો આવે છે, અને માણસને ઘટતી આશાએશ અને આરામ મેળવીને ફરી પુનર્જન્મ લેવો પડે છે. માત્ર જેઓ માયાના બંધનથી મોકળા છે, જેવા કે મહા જ્ઞાનીઓ અને યોગીઓ તેઓને સ્વર્ગની કાંઇ અગત્ય રહેતી નથી, પરન્તુ સાધારણ માણુસ મરણ પછી તે સુખી અવસ્થા ભોગવી પરમ હર્ષ પાંમે છે. પૂર્વ જન્મમાં જે જે દુઃખ ભોગવ્યાં હોય તે સર્વે તે ભૂલી જાય છે, એટલુંજ નહીં પણ દુઃખ કે કષ્ટ શું છે તે પણ તે જાણતો નથી. જીવતા જીવન

જે જે સદ્દવસ્તુ મેળવવામાં તે નિષ્ફળ થયો હોય તે તેની પાસે હાજર હોય એમ તેને લાગે છે. સ્વર્ગ ભોગવનાર જે જે સદ્-ઇચ્છા મનમાં ધારે છે તે તેને તત્કાળ ફળીભૂત થાય છે. તેના અંતઃકરણમાં જે જે ઉત્તમ અને રૂડી લાગણીઓ અને આશાઓ હોય છે તે સર્વે સંતોષ પામે છે; અને પૃથ્વીપર જીંદગી ભોગ-વતાં જે જે કષ્ટ વેઠયાં હોય તેના બદલામાં સેંકડો વર્ષ સુધી સંપૂર્ણ સુખ ભોગવે છે, ટુંકમાં તે તેટલા કાળ પર્યન્ત સુખ-સાગરમાં નિમગ્ન રહે છે. સ્વર્ગ સુખની અવસ્થા આ રીતે એક જાતનું સુખી પણ લાંબુ સ્વપ્ન છે, અર્થાત્ સ્વપ્નનો અર્થ કંઈ એમ સમજવાનો નથી કે અવસ્થામાં કંઈ સત્યતા નથી, ખરી રીતે જોતાં આ સંસાર સ્વપ્નુંજ છે અને દેવલોકની અવસ્થા પણ એવું સ્વપ્નુંજ સમજવું. નહીં કે તે મનની માતા કલ્પના છે. આ અવસ્થા સ્વપ્નવત હોવા છતાં તેમાં આપણે અમુક કળા કે વિદ્યાનું વધુ જ્ઞાન પ્રાપ્ત કરી શકીએ છીએ. જીવતા જીવત જે સારી વિદ્યા કે મનશક્તિ ખીલવવામાં અતિ આગ્રહથી મથ્યા હોય, જેવી કે ગાયન કે ચિત્રકળા, કાવ્ય કે તત્વજ્ઞાન વીગેરે તો તેવી શક્તિઓ અને વિદ્યાઓ આપણે સ્વર્ગમાં વધુ ખીલવી શકીએ છીએ, કેમકે સ્વર્ગસુખની જીંદગી પૃથ્વીપરની જીંદગીની એક શુદ્ધ પણ સ્વપ્નવત નકલ અનુકરણ છે. હવે જેઓ નાસ્તિક જડવાદીઓ છે, જેઓ આત્મા સ્વર્ગ વીગેરે કાંઈ માનતા નથી, તેઓને આ સ્વર્ગસુખનો લાભ મળતો નથી. તેઓનું મનસ બે જન્મ વચ્ચેનો અંતરકાળ અચેતનામાં કાઢે છે, તેટલો કાળ માત્ર ઉંઘમાં પડી રહે છે અને સ્વર્ગસુખનો કાંઈ પણ અનુભવ

મળતો નથી.

જ્યારે માણસ મરણ પામવાની અણીએ હોય છે, ત્યારે તેના શરીરના સર્વે ભાગો કરતાં તેનું મગજ સર્વથી છેલ્લું પોતાની ક્રિયા કરતું બંધ પડે છે, અને આ છેલ્લી ઘડીએ જન્મથી તે મરણ પર્યંતના સર્વે શબ્દો વિચારો, કામો તેમની બારીકે બારીક વિગત સહીત દૃષ્ટીએ પડે છે. એક ટુંક ક્ષણ સુધી તે સર્વજ્ઞાની થાય છે, અને આ ટુંક ક્ષણમાં જે જે કારણો તેની જીંદગીને દોરવતા હતા અને જે જીંદગીના બનાવોનો ગુપ્ત પાયો હતો, તે સર્વ આબેહુબ તેની નજરે પડે છે, તે પોતાનું સઘળુ જીવન ચરિત્ર તેના સત્ય સ્વરૂપમાં વાંચે છે અને હવે તેના અંતઃકરણમાં કાંઈ પણ સંદેહ રહેતો નથી, કે જે દુઃખો તેને વેઠવાં પડયાં હતાં તે કાંઈજ નહીં પણ તેનાં પોતાનાં કરેલાં પૂર્વ કર્મનાં વ્યાજબી પરિણામ હતાં, કેટલાક શુદ્ધ અને સાધુ પુરૂષો એકજ જીંદગીનું વૃત્તાંત જોઇ શકે છે એટલુંજ નહીં પણ તેઓને અનેક આગલી જીંદગીઓનું ભાન થાય છે, અને તેઓ કર્મીક નિયમોનું સંપૂર્ણ વ્યાજબીપણું જોઈ શકે છે, જેમ મરણ પછી માણસ પોતાની ભોગવેલી જીંદગીનું ચીત્ર જુએ છે તેમજ દેવખાના સ્વર્ગની અવસ્થા ભોગવીને જ્યારે જીવ પુનર્જન્મ લેવાની અણીપર હોય છે, ત્યારે જે પ્રકારની જીંદગી તે ભોગવવાનો હોય છે, અને તે જીંદગીમાં જે જે કારણો ક્રિયા કરતા થશે તે સર્વેને તે જોતો થાય છે. તેનો સૂત્રાત્મા સર્વે મોતીને દેખે છે, અને જન્મ લેનાર જીવ ક્ષણ વાર સર્વજ્ઞાની બને છે. સાધારણ માણસો આ પ્રમાણે પોતાના થએલા અને થનારા જન્મચરિત્રનું જ્ઞાન માત્ર બે વાર

જન્મતી વખતે અને મૃત્યુ પામતી વખતે મેળવે છે, પરન્તુ યોગીઓ અને સંતપુરૂષો જ્યારે ચોક્કસ હદ સુધી શુદ્ધ અને જ્ઞાની થાય છે ત્યારે તેઓને પૂર્વજન્મ સ્મૃતિ પ્રાપ્ત થાય છે અને તેઓ પોતાના દરેક પૂર્વજન્મના ચરિત્રનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. વેદાંતમાં જીવને સૂત્રાત્મા કહે છે કે જેમ એક સૂત્ર કે દોરીમાં મોતી પરોવાય છે તેમ આ જીવ સૂત્રમાં અવતારો પરોવાય છે. જેમ મધમાખી દરેક પુલમાંથી મધ ગૃહણ કરી બાકીનું કીડાઓને માટે રહેવા દે છે તેમ જીવ દરેક જન્મ અને અવતારમાંથી માત્ર શુદ્ધ અને સદ્‌વાસનાઓનો સંગ્રહ કરી જ્ઞાની ધ્યાનીની પદવી સંપાદન કરે છે. સ્વર્ગમાં સૂત્રાત્માને આ શુદ્ધ વાસનાઓજ વળગી રહે છે, અને તે ઉપરજ સ્વર્ગમાં મળતા સુખના પ્રકારનો આધાર રહે છે ત્યારે જે પુરૂષો આપ-સ્વાર્થી અને પાપી હોય છે અને તે સાથ નાસ્તિક હોય છે, તો તેઓમાં આવી કાંઈ પણ શુદ્ધ વાસના હોતી નથી, અને તેથી એવા પુરૂષો સ્વર્ગસુખ ભોગવ્યા વગર તરતજ ફરીથી જન્મ લે છે; અર્થાત્ જન્મ મરણના સંયોગોમાં અથડાઈ કુટાઈ પોતાનાં કરેલાં કર્મનાં ફળ ભોગવ્યાજ કરે છે, આ પ્રમાણે જીવ સુખ દુ:ખ કર્મ અને સૃષ્ટી રચનાની ખુબી છે! મુરબ્બી ચાલો હવે સમય વધારે વ્યતિત થયો છે માટે ગંગા સ્નાન કરી લઇ ઝટ ઉતારા ભણી જઇએ!"

"હીરાલાલભાઈ આજે તમે મને ઘણોજ સંસ્કારી અને અધિકારી કર્યો છે. આજથી હું તમારો ઋણી છું. તમને આપેલા આશ્રય બદલ તમે મને સહસ્રગણો ઉપકાર બતાવી આભારમાં

